# અર્પણ પત્ર.



સર્વે શેહેરો તથા ગામોના,
હમણાંના તથા હવે પછીના,
જરથોસ્તી દસ્તુરો,
મોબેદો,
અવસ્તાના અભ્યાસીઓ,
ધર્મ રક્ષક મંડળીઓ,

પંચાયતના ટ્રસ્ટીઓ,
આગેવાન શેઠયાઓ,
આરફનેજ સ્કુલના કારોબારીઓ,

જાહેર ખાણાં આપનારાઓ,

જાહેર લખનારાઓ તથા બોલનારાઓ,
પુરૂષ તથા સ્ત્રી શિક્ષકો,

ડાકટરો તથા વૈદો,

ઘરનાં વડાં નર નારીઓ,

વગેરેને,

આ ચોપડી અર્પણ કરવામાં આવી છે, તથા એ પ્રમાણે ચાલવા ચલાવવાને નમનતાઈ સાથ અરજ કરવા આવે છે.

# ખુલાસો.



૧. આ ચોપડી એક ફરજ દાખલ રચાઈછે.

પોતાથી ઉતરતાં પ્રાણીઓને માનસ મારી ખાય છે. તેથી પ્રાણી જાત પેહલે ને માનસ જાત પાછળથી દુખી થાય છે: એમ દેખાયું.

નિર્દોષ બચ્ચાંનું ખુન કરવું કરાવવું, ને ગાય, બકરાં, મરઘાં, માછલી વગેરેનું ખુન કરવું કરાવવું; હમેલ તોડી પાડવા, ને ઇંડાં ગરભ ખાવાં; એ સર્વ એકજ જાતનાં પાપ: એવો જરથોસ્તી દીનનો મૂળ સ્વભાવ ( tho original spirit ) છે, એમ પછી દેખાયું.

તેથી એ છેલ્લી બાબત જરથોસ્તી ટોળાની આગળ નમનતાઈથી રજુ કરવાની ફરજ લાગી.

---

૨. એ ફકત વિદ્વતાઇ કાનુનો ઉપર રચાઇછે.

આ ચોપડીને અપક્ષપાત વિદ્વાનો ખરી તરીકે કબુલ રાખે, એવી મતલબથી નિચલા કાનુનો પર રચી છે:—

ક. અવસ્તાના અંગ્રેજી તથા ગુજરાતી બધા તરજુમાઓથી, માંસ ખાવું કે નહીં ખાવું, એ બાબતની સાથે સીધો અને આડકતરો સંબંધ ધરાવનારા બધા ફકરાઓને શોધી કાઢયા.

ખ. પછી એવા દરેક ફકરાને લગતા અવસ્તાના કલામોને શોધી કાઢયા.

ગ. પછી એવા દરેક ફકરાને, તેને લગતા અવસ્તાના કલામની સાથે તથા તેના બીજાઓએ કીધેલા અર્થોની સાથે, સરખાવીને વિચાર કીધો કે કયો ખરો હશે.

ઘ. એવા ફકરાઓમાંના કોઈ બોલ કે ઉપવાકય (a phrase) વિશે, બધા તરજુમાઓ મેળવી જોવા છતાં, શક ચાલુ રહ્યો, તો પછી તે બોલ કે ઉપવાકય અવસ્તામાં જેટલે ઠેકાણે આવ્યો હોય, તેટલે બધે ઠેકાણેથી તેને શોધી કાઢયો. પછી, તે દરેક ઠેકાણે દરેક જણે કેવા કેવા તરજુમા કીધા છે, તે જોયા. પછી ધર્મના મૂળ સ્વભાવની સાથે એ બધા તરજુમાઓને સરખાવી જોયા; અને છેલ્લે જે તરજુમો ખરો લાગો, તે પસંદ કીધો.

ઙ. પસંદ કીધેલા તરજુમા વિશે આટલી તપાસ ચલાવવા છતાં, જરાબી શક ચાલુ રહ્યો, તો તે ફુટનોટમાં જણાવ્યો.

ચ. આટલી તપાસ કરવા છતાંબી, જે ફકરાઓનો કોઇબી તરજુમો ખરો નહીં લાગો, તેઓની ટીપ બનાવીને ત્રીજાં પ્રકરણને છેડે મુકી.

છ. તરજુમાઓને માંસાહારની વિરૂદ્ધમાં જતા કરવાની એકબી કોશેસ કીધી નહીં. એટલુંજ નહીં, પણ માંસાહારની તરફેણનાં બધાં વાકયોને શોધી શોધીને, તેઓમાંનાં એકેએકને તપાસની અંદર દાખલ કીધાં.

જ. આ બાબતની સાથે સંબંધ રાખનારા અવસ્તાના કેટલાએક શબ્દોના અર્થ વિશે તરજુમો કરનારાઓમાં આસ્માન અને જમીન જેટલો મતફેર છે. તે શબ્દોના આ ચોપડીમાં પસંદ કીધેલા અર્થ ખરા છે કે ખોટા, તે અભ્યાસીઓને જાણવાને બની આવે, તેટલા માટે ખાસ પાંચમું પ્રકરણ બનાવ્યું.

ઝ. તરજુમાઓની સેંકડો ભુલો સાધારણ વાંચનારને જાણવાની અગત્ય નહીં, તેથી તેઓને પાનાને છેડે તથા ચોપડીને છેડે ગોઠવી, અને એવી યુક્તિ કીધી કે અભ્યાસીઓને જરૂર જોગી બધી સમજ પડે, ને તોપણ સાધારણ વાંચનારાઓની નજર આગળથી છટકી જાય.

ઞ. હાથમાં ધરેલી બાબતની સાથે સીધો ને આડકતરો સંબંધ રાખનારાં અવસ્તાનાં બધાં વાક્યોના તરજુમાઓ આવી રીતે તૈયાર કીધા પછી, તે દરેકમાંની મૂખ્ય દલીલોને (salient points) શોધી કાઢી, તેઓને આ ચોપડીમાં જાડા અક્ષરે છાપી છે.

ટ. પછી એ દલીલોને ન્યાયશાસ્ત્રના નિયમો પ્રમાણે ભાગો અને વિભાગોમાં વેંહચી નાંખી. મારજીનમાં છાપેલાં અનુમાનો ત્યારે નજરે પડયાં, અને તેઓની પછી ચાર સિદ્ધાંતો દેખાયા. સિદ્ધાંતો અને અનુમાંનો પેહલેથી ઉપજાવીને, પછી અવસ્તાના દાખલા શોધ્યા નથી.

ઠ. હાથમાં ધરેલી બાબતના ચુકાદા ઉપર અસર નહીં ચલાવનારો એકબી ભળતો બોલ લખ્યો નહીં, અને કેહવા ધટતી વાતોને બી જેટલી થાય તેટલી ટુંકી કીધી.

ડ. માંસ ખાવાની તરફેણ કરનારા કોઈબી સાહેબ વિશે એકબી અણગમતો ઇસારો કીધો નહીં.

---

૩. એને ખોટી પાડવા નિકળનારા સાહેબોએ ઘણું બીહવાનું છે.

એ પ્રમાણે આ ચોપડી ખરી ગણાવા જેટલી પાકી થઈ છે. પણ જરથોસ્તી ધર્મના અભ્યાસીઓ બધા માંસાહારી છે, તેથી તેઓમાંના કોઈ અજ્ઞાનપણે, કોઇ તાસુબીથી, ને કોઈ આપમતલબથી એમાંના ચાર સિદ્ધાંતોને, અને ખાસ કરીને કલમ ૩૫, ૩૬, ૧૫૧ ખ, તથા ૧૫૧ ગ, ને રદ કરવા નિકળે, અને હારતી બાજુના બેરીસ્ટરના જેવી કળાઓ વાપડે, એ બનવા જોગ છે.

પારસી ટોળો હવે પછી કરોડો જાનવરોને મરાવી ખાશે. આ ચોપડીને ખોટી પાડવા નિકળવું, તે કરોડો નિર્દોષ જાનવરોને મરાવવાને કેહવા બરોબર છે. ખુનનો કેસ ચલાવનારો જડ્જ ઘણો બીહે છે, કે કોઈ નિર્દોષને મારી નાંખવા કેહવાનું પાપ મારાથી રખેને થઈ જાય. એક નિર્દોષને મારવા કેહવાના પાપને માટે આટલું બીહવું પડે છે, તો કરોડો નિર્દોષોને મારવા કેહવાનું ખ્યાલમાંબી નહીં આવે એટલું મોટું પાપ કરવા જતાં આપણે કેટલું બીહવું જોઈએ? —એ સવાલ ભાઈબંધી, નમનતાઈ, ને આજીજીથી સર્વે સાહેબોની આગળ રજુ કરવામાં આવે છે.

---

૪. એને સુધારવાને બીજાઓની મદદ જોઈએ છે.

આ ચોપડી છુટી છવાઈ ખોટ તથા ખામીઓ ધરાવતી હોય તો તે દૂર કરવાને બીજા સાહેબોની મદદની જરૂર છે.

ક. એમાંના જે તરજુમાઓ ખોટા દેખાય તે કોઈ અભ્યાસીઓએ કારણો સહિત સુધારીને મોકલી આપવા.

ખ. પેહલાં પ્રકરણની મારજીનમાં આવેલાં ૫ થી ૧૬ નંબરવાળાં અનુમાનોના, તથા ત્રીજાં પ્રકરણની મારજીનમાંનાં ૫ માં નંબરવાળાં અનુમાનના, સીધા અને આડકતરા અવસ્તાના આધારો (authorities) બધા શોધી કઢાયા નથી, એવો શક છે. બને તો, તે, કારણો સહિત, મોકલી આપવા.

---

૫. એને સમજવાની રીત.

ક. સાંકળિયાં ઉપરથી ચાર સિદ્ધાંતોને પેહલે પીછાનવા.

ખ. પછી, પેહેલાં પ્રકરણુની મારજીનમાં આવેલી નોટોને સીલસીલાબંધ વાંચી જઈને પેહેલા સિદ્ધાંતના આધારોને (authorities) પીછાનવા, અને પછી એજ પ્રમાણે બાકીના ત્રણ સિદ્ધાંતોના આધારોને પીછાનવા.

ગ. પછી એકએક મારજીનલ નોટને લગતા અવસ્તાના બધા દાખલાઓ વાંચવા. તે વાંચ્યા પછી પાછા ફરીને, એ દાખલાઓમાં જાડા ટાઇપે છાપેલી બધી દલીલો સમજી જઈને, પેલી મારજીનલ નોટના આધારોને પીછાનવા.

ઘ. પછી ફુટનોટ વાંચીને, અવસ્તાના દરેક વાક્યના તરજુમાના આધારોને પીછાનવા.

ઙ. પછી પાંચમાં પ્રકરણનો ધીરજથી અભ્યાસ કરીને અવસ્તાના ચોકસ બોલોના ચોકસ અર્થોના આધારોને પીછાનવા.

ચ. પણ જેઓને પુરતી ફુરસદ અથવા પુરતું જ્ઞાન નહીં હોય, તેઓએ પેહલી બે કલમોમાં જણાવ્યા જેટલુંજ વાંચવું, અને દસ પંદર મીનીટમાં ચોપડીની મતલબ સમજી લેવી.

---

૬. એને ફરી ફરીથી કોઇ કોઇએ છપાવતા રેહવું.

ગુજરાતી ભાષા બોલનારાં જેટલાં પારસી કુટુંબ દુનિયામાં હોય, તેટલી આ ચોપડીની નકલો છાપવામાં આવે; અને બધે ઘરે મફત પોંહચાડવામાં આવે; અને ચાલીસ પચાસ વરસ સુધી, દર ત્રણ ચાર વરસે, એમ ફરી ફરીથી ઘણા આગ્રહ સાથે કરવામાં આવે; તો પારસીઓમાંથી માંસ ખાવાનો રીવાજ કમી થઇ થઇને આખરે બીલકુલ નિકળી જાય.

ફેલાવવાની મેહેનત મુંબઇની વેજીટેરીયન સોસાઇટી, થીઓસોફીકલ સોસાઈટીના પારસી મેમ્બરો, અથવા હરકોઈ બીજા જરથોસ્તીઓ દરવેળાએ કરે; અને કોઇ સખી નર નારીઓ દરવેળાએ છપાવવા તથા ફેલાવવાનો ખરચ આપતાં રહે; તો એ યુક્તિ અમલમાં મુકી શકાય એવી છે. એવી નેમથી ૧૨૦૦૦ નકલની એક બીજી આવૃત્તિ તરત કાઢવાની જરૂર દેખાય છે. માટે મેહેનત અને ખરચ કરવા ચાહનારાંઓએ આ ખુલાસાને છેડે આપેલે સરનામે ખબર મોકલવાની મેહેરબાની કરવી.

---

૭. બધાં ધરમ સંબંધી મતો, વિદ્વતાઈ કાનુનો ઉપર નુવેસરથી ઉપજાવવાં જોઇએ છે.

ક. કારણ (cause) ઉપરથી બધી તરફ નેગાહ પોંહચાડીને તેની અસરો-(effects) ને શોધી કાઢવી; અને હરેક અસર પરથી બધી તરફ નેગાહ પોંહચાડીને તેનાં કારણને શોધી કાઢવું. એમ ઘણાં વરસો સુધી કરીને જોઇ લેવું, કે સાચાઇનેજ વળગી રેહેવામાં એકંદરે, આકેબતે ને બધી વાતે ફાયદો છે.

ખ. એવી ખાતરી થયા પછી, પોતાનો, પોતાની જાતનો, ને પોતાના ધર્મનો નાશ થઈ જાય તેવા સંજોગોમાં બી ધર્મની વાત કરતાં જુઠ્ઠાંની જરાબી અરસે નહીં જવાનો ઠરાવ કરવો. એવા ઠરાવ ઉપર અવાય ત્યારેજ, ધર્મ સંબંધી હરેક મત તપાસવા જેટલો નીતિમાન થયલો, એક માનસે પોતાને સમજવો.

ગ. પછી તેણે ધર્મ સંબંધી એક મત હાથમાં લેવું.

ઘ. સર્વે અપક્ષપાત વિદ્વાનો કબુલ રાખે, એવું તપાસને માટેનું ધોરણ સ્થાપવું; અને તે ધોરણ ઉપર તપાસ ચાલુ કરવી.

ઙ. તરફેણ અને વિરૂદ્ધની બધી શાહદતો કેવળ અપક્ષપાત રહીને ઉપજાવવી.

ચ. તે શાહદતોનું પૃથક્કરણ (analysis) કેવળ અપક્ષપાત રહીને કરવું.

છ. પછી તેઓનું એકીકરણ (synthesis) કેવળ અપક્ષપાત રહીને કરવું.

જ. પછી ધોરણ, શાહદતો ઉપજાવવાની ક્રિયા (process), તેઓનું પૃથક્કરણ, તેઓનું એકીકરણ, વગેરે સર્વે data પ્રજાની આગળ ધરવી.

ઝ. તે એવી રીતે ધરવી કે જેને જેટલું જોઈએ તેટલુંજ વજન (prominence) મળે, ને વધારે કે ઓછું નહીં મળે.

ઞ. અને તે એવી રીતે ધરવી કે, જે ઠરાવ ઉપર આપણે આવ્યા હોઈએ, તેથી જુદા ઠરાવ ઉપર જવાનો કોઈ રસ્તો, ગલી, કે પગથી હોય તે ખુલ્લે ખુલ્લી જણાયા કરે.

ટ. અને તે એવી રીતે ધરવી કે પાછળથી આપણે ઠરાવ ફેરવવાની જરૂર પડે તો આપણને ભારી નહીં પડે.

અવસ્તાના ભાગાં તુટાં પુસ્તકોના તથા તેઓની ઉંધી ચતી સમજના આ જમાનામાં આવી જાતની તપાસ ઉપરથી જે મત ઉપર આખરે અવાય તે ઘણું કરીને જરથોસ્તનું હોય. અવસ્તાના અભ્યાસીઓએ હમણાં ઘણાંએક નવાં મતો ચલાવ્યાં છે; તે આવી જાતની તપાસ ઉપરથી ઉપજાવેલાં નથી, તેથી જરથોસ્તનાં મત તેઓ હોય નહીં. તેટલા માટે નવા નિકળતા વિદ્વાનોએ ધર્મ સંબંધી બધાં મતો ઉપર જણાવેલી ગોઠવણ પ્રમાણે ઉપજાવી કાઢવાં જોઈએ છે.

---

૮. અવસ્તાની ભાષામાં આપણે કંઈબી નવું લખાણ કરવું નહીં જોઈએ.

ક. અવસ્તાની ભાષામાં નવાં વાક્યો બનાવવામાં આવે, તો ઘણા જમાના પછી તેઓ જરથોસ્તનાં તરીકે પસાર થઈ જાય, એ બનવા જોગ છે.

ખ. અસલ મતોની આપણને પાકી ખબર નથી, તેથી જરથોસ્તનાં મતથી ઉલટાં મતો ધરાવનારાં વાક્યો આપણે હાથે બની જાય, એ બનવા જોગ છે.

ગ. અવસ્તાની ભાષામાં નવાં વાક્યો બનાવવામાં આવે, તો જરથોસ્તનાં મતથી ઉલટાં મતો, હવે પછીના જમાનાના લોકો જરથોસ્તનાં ગણે, એ બનવા જોગ છે.

ઘ. અવસ્તાની ભાષામાં નવાં વાક્યો બનાવવાનું એક વાર શરૂ થાય, તો તેઓનો છેડો આવે નહીં, અને તેઓ વધી જઈને આખરે અસલ અવસ્તાને પોતાની અંદર ભેળીને ગુમ કરી નાંખે, એ બનવા જોગ છે. માટે **અવસ્તાની ભાષામાં નવાં વાક્યો બનાવવાં, તે જરથોસ્તી દીનના નાશની શરૂઆત કરવા બરોબર છે.**

અવસ્તાના સર્વે અભ્યાસીઓની આગળ આ સંભવ ઘણી આજીજી સાથે રજુ કરવામાં આવે છે.

---

૯. બ્રહ્મ જ્ઞાનનાં જરથોસ્તી ધરમ પુસ્તકો મેળવવાની અત્યંત જરૂર છે.

જ્યારે મીનોઇ હસ્તી[1] વિશે શક ઉપજે, ત્યારે એકલી ખાકી હસ્તીનાંજ[2] સુખો મેળવવાને માટે વિચાર, બોલ, ને કામ ચલાવવામાં આવે.

---

1. The spiritual existence.
2. The earthly existence.

જ્યારે ક્રિયા અને પ્રતિક્રિયાના નિયમ[3] વિશે શક ઉપજે, ત્યારે જગતના બંદોબસ્તને તોડીને બી તરત વેળાનાં ખાકી સુખો મેળવવાને માટે વિચાર, બોલ, ને કામ ચલાવવામાં આવે.

જગતનો બંદોબસ્ત તુટે એવી રીતે વિચાર, બોલ, ને કામ ચલાવવાં, તે અનીતિ. અનીતિથી દુ:ખ અને નાચારી. અત્યંત અનીતિથી નાશ.

મીનોઇ હસ્તી વિશે તથા ક્રિયા અને પ્રતિક્રિયાના નિયમ વિશે હમણુંનો જરથોસ્તી ટોળો બરાબર વાકેફ નથી. તેથી તે અનીતિમાન થતો જાયછે. તે અનિતીમાન થતો જાય છે, તેથી તે નાચાર થતો જાય છે. અને થોડાં વરસમાં જોડીઆ પેદા થનારા ચોકસ રાજદ્વારી અને ધર્મ સંબંધી સંજોગો, એ દીન ઉગે વધતી જતી અનીતિની સાથે મળી જશે, ત્યારે તેનો નાશ થવાની શરૂઆત બી થાય. પણ

૧. આપણા હાથમાંનાં અવસ્તાના પુસ્તકોની ભુલ અને ભેળસેળ વગરની અસલ નકલો;

૨. તેઓને પુરાં અને પાકાં સમજનારાઓએ કોઈ જીવતી ભાષામાં અત્યાર અગાઉ કીધેલા તેઓના તરજુમાઓ;

૩. એ ઉપરાંત, મીનોઈ હસ્તીને લગતી અવ્વલથી આખર સુધીની તમાંમ હકીકતો જણાવનારાં અસલી જરથોસ્તી પુસ્તકો; અથવા હીંદુ ઢપે બોલીએ તો, બ્રહ્મજ્ઞાન શિખાડનારાં પુસ્તકો;

૪. અને તેઓને પુરાં ને પાકાં સમજનારાઓએ કોઇ જીવતી ભાષામાં અત્યાર અગાઉ કીધેલા તેઓના તરજુમાઓ;

અગર જો મળે તો એ બે જાતના શક નિકળી જાય, અનીતિ કમી થાય, નાચારી કમી થાય, અને નાશ આવતો અટકે કે કમી થાય.

નાશની શરૂઆત થવાનો વખત ઘણો નજીક આવી લાગેલો દેખાયછે, તેથી ઉપર જણાવેલાં પુસ્તકોની અને ખાસ કરીને બ્રહ્મજ્ઞાન શિખાડનારાં પુસ્તકોની આપણને એટલી જરૂર છે, કે જેટલી જરૂર રેતીનાં રણમાં તરફડી પડેલા માનસને પાણીની હોય. તેટલા માટે સર્વે જરથોસ્તીઓએ, તેમાં ખાસ કરીને મુંબઇની પારસી પંચાયતે, જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીએ, રાહનુમાએ માજદયસ્નાન સભાએ, જરથોસ્તી ધર્મ ઉપર એતેકાદ વધરાવનારી મંડળીએ, તથા થીઓસોફીકલ અને વેજીટેરીયન સોસાઈટીના પારસી મેમ્બરોએ એ પુસ્તકો મેળવવાને યુક્તિઓ કરવી જોઇએ, મેહેનત કરવી જોઈએ, અને પૈસા ખરચવા જોઈએ.

કર્ત્તા, 'માંસ ખાવાની મનાઈ,'

થીઓસોફીકલ સોસાઈટી, કોટ.

મુંબઇ.

---

3. The law of action and reaction. વિચાર બોલ કે કામની જે અસર જગત ઉપર થાય, તે અસર પાછી ફરીને, પેલા વિચાર, બોલ, કે કામ કરનાર ઉપર આવે, એવો કુદરતી અચુક નિયમ. હીંદુ ઢપે બોલીએ તો કર્મ.

# ટુંકામાં લખેલા બોલોની સમજણ.

અસ્પંદીઆરજી.......અસ્પંદીઆરજી ફરાંમજી રબાડીની 'યજશને બા માયની': આવૃત્તી પેહલી
એરચજી..............એરચજી સોરાબજી મેહેરજીરાંણા તથા મનચેરજી શાપુરજી વાછાનો દેસ-
યસ્તોનો તરજુમો : આવૃત્તી પેહલી.
એદલજી..............દસ્તુર એદલજી સંજાંણાનો ખોરદેહ અવસ્તાનો તરજુમો.
કેકોબાદજી..........દસ્તુર કેકોબાદજી રૂસ્તમજીનો ઈશાંની પતેત, વીસ્પરદ, તથા વંદીદાદનો
તરજુમો : આવૃત્તી પેહલી.
કાવસજી..............કાવસજી એદલજી કાંગાનો યજશને, વીસ્પરદ, વંદીદાદનો તરજુમો :
આવૃત્તી બીજી. તથા ખોરદેહ અવસ્તાનો તરજુમો: આવૃત્તી ત્રીજી.
ડારમેસ્ટેટર...........ડારમેસ્ટેટરનો વંદીદાદ તથા યસ્તોનો અંગ્રેજી તરજુમો : આવૃત્તી પેહલી.
નેરીઓસંગ...........દસ્તુર નેરીઓસંગ ધવલનો અવસ્તાનો સંસ્કૃત તરજુમો.
ફરાંમજી..............એરવદ ફરાંમજી રબાડીના વંદીદાદના તરજુમાની, એરવદ ટેહમુરસ દીનશાજી
અંકલેસરીઆને હસ્તકની, હાથે લખેલી ઘણી વખાણવા લાયક નકલ.
તથા રોયલ એશીઆટીક સોસાઈટીએ લીથોગ્રાફ કરાવેલી 'યજશને
બા માયની.'
મીલ્સ..................રેવરંડ મીલ્સનો યજશને ઈત્યાદિનો અંગ્રેજી તરજુમો : આવૃત્તી પેહલી.
સ્પીગલ..............ડાકટર સ્પીગલ ઉપરથી બ્લીકનો અવસ્તાનો અંગ્રેજી તરજુમો :
આવૃત્તી પેહેલી.
હાઉગ..................ડાકટર હાઉગના પારસીઓના ધર્મ ઈત્યાદિ વિશેના રીસાલાઓની ચોપડી.
હાર્લે....................પ્રોફેસર હાર્લે ઉપરથી એરવદ મેહેરજીભાઈ પાલનજી માડનનો અવસ્તાનો
ગુજરાતી તરજુમો : આવૃત્તી પેહેલી.
ફલાંણો શક ભરેલો...હાથમાં ધરેલાં વાકયનો ફલાણાનો તરજુમો શક ભરેલો.
[ ]...આવા ખુણાંદાર વહ્લાયામાં આવેલું લખાણ કર્ત્તા તરફનું.
...............એવાં ટીપકાં, ચાલતી બાબત સાથે સંબંધ નહીં રાખતા અવસ્તાના
તરજુમાંના બોલોની છોડી દીધેલી સંખ્યા બતાવે છે.

---

## ભુલ.

૩૭ માં પાનામાં આવેલી ત્રીજા નંબરવાળી મારજીનલ નોટ ૧૫૧ મી કલમની સાંમે ભુલથી છપાઈ છે. કલમ ૧૫૧. ક તથા ૧૫૧. ખ ને લગતી તેને સમજવી.

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

# માંસ ખાવાની મનાઈ.

## પ્રકરણ ૧ લું.

### સિધ્ધાંત[a] પહેલો:—કોઈબી જાંનવરનાં માંસ ઈડાં કોઈબી કારણસર ખાવાને અશો જરથોસ્તે ફરમાવ્યું નથી.

૧. ધરમ પુસ્તકોના તરજુમાઓમાં ઉલટા ઉલટી વાતો મળી આવે છે.

૧.—માંસ[b] ખાઓ, માંસ ના ખાઓ, એવી એકએકથી ઉલટી વાતો અવસ્તાના હમણાનાં પુસ્તકોના તરજુમાઓમાં જણાય છે. માંસ ખાવાને અશો જરથોસ્તે ખરેખાત કહીઉં છે કે નહીં, તે આપણે કેમ જાણીએ?

૨. એવું હોય ત્યારે પહેલ વહેલાં મૂળ નીયમ શોધવો.
પછી તે ઉપરથી નીયમ ઠરાવવો.
પછી, નીયમની સાંમે અપવાદ છે કે નહીં તે નક્કી કરવું.
પછી, નીયમ અને અપવાદથી જે વાતો ઉલટી દેખાય, તેઓને ખોટી સમજવી.

૨.—જે નીયમને આધારે બીજા બધા નીયમો જરથોસ્તે આપ્યા હોય, તે **મૂળ નીયમને**[c] શોધી કાહાડવો. પછી ઉપલી એમાંની જે વાત મૂળ નીયમને મળતી હોય, તેને નીયમ[d] ગણવો.

- ક. અવસ્તાના કોઇ કોઈ ફકરાઓના તરજુમા ખોટા હોય.
- ખ. અવસ્તામાં કોઈ કોઇ ઠેકાંણે બીજાઓએ પોતાનાં મતો દાખલ કીધાં હોય.[e]
- ગ. અડીભીડીને માટે જરથોસ્તે પોતે કંઈ છુટ મુકેલી હોય.[f]
- ઘ. અથવા પહેલી વાર પોતે ઠરાવેલા નીયમને, બીજી વાર, અક્કલથી ઉલટી રીતે, પોતેજ તોડયો હોય.[g]

પેલી બીજી વાત એ ચારમાંના કોઇ અથવા બધા સબબોથી પેદા થવી જોઇએ.

પેલી બીજી વાતમાંનો જેટલો ભાગ ત્રીજા સબબથી પેદા થયો હોય તેને બી ખરો ગણવો ને અમલમાં મુકવો.

પેલી બીજી વાતમાંનો જેટલો ભાગ, પેહેલા, બીજા, કે ચોથા સબબથી પેદા થયો હોય, તેને ખોટો ગણવો ને અમલમાં નહીં મુકવો.

૩. માંસ ખાવાની બાબદને આ પ્રમાણે અવસ્તામાં તપાસતાં નીચલાં અનુમાનો પર અવાય છે કે:—

---

a સિધ્ધ કીધેલી વાત. પુરવાર કીધેલી વાત. સાબેત કીધેલી વાત. An established truth.

b ગોસ શબ્દ છોડી દઇને માંસ શબ્દ એટલા માટે વાપરયો છે, કે બકરાં ઘેટાં ઉપરાંત, માછલી વીગેરે બધાં પ્રાણીઓને ખાવાનો અરથ એમાં સમાઇ જાય છે.

c The First Principle. The Fundamental Principle. જેમાંથી બીજા બધા નીયમો પછવાડેથી નીકલયા હોય એવો સપર પહેલે સ્થાપેલો નીયમ.

d The Rule.

e Interpolations.

f Exceptions.

g Inconsistency.

૪. આ જગત અહુરમજદે બનાવ્યું.

૩.—હમે **અહુરમજદને** આરાધીએ છીએ, જેણે ગોસ્પંદો, અશોઇ, ભલાં ઝાડપાંનો, તારા, જમીન તથા **તમાંમ ભલી ચીજો પેદા કીધી.**

૪.—બધી ચીજો...... અહુરમજદથી (બનેલી) હું ગણું છું...... ...જે બધી ચીજો ભલી છે, તે તેનીજ છે.........

---

૫. બનાવનારને પોતાની બનાવટ સંપૂરણ સારી હાલતમાં રાખવા ગમે. જગતને સંપૂરણ સારી હાલતમાં રાખવાની અહુરમજદની ઇચ્છાછે.

**૫.– [અહુરમજદે જરથોસ્તને કહીઉં] :— હું [જગતનો] પેદા કરનારો ને નીભાવનારો છું.[૧] હું [તેનું] ભલું ચાહનારો છું.[૨] હું [તેનું] રક્ષણ કરનારો છું[૩]. હુ [તેની] વૃદ્ધી કરનારો છું[૪].**

---

૬. દરેક ભાગ સંપૂરણ સારી હાલતમાં હોય ત્યારે આખી વસ્તુ સંપૂરણ સારી હાલતમાં રહે. આ દુનીઆં (The Earth) જગતનો એક ભાગ છે. તેથી આ દુનીઆંની જાનદાર અને નીરજીવ સરવે ચીજોના એકંદર જથ્થાને સંપૂરણ સારી હાલતમાં, એટલે કે સંપૂરણ આબાદ હાલતમાં, રાખવાની અહુરમજદની ઇચ્છા છે.

૬.—અહુરમજદનાં પેદા કીધેલાં દબદબા ભરેલાં **કયાંની નુરને**[૧] હમે આરાધીએ છીએ,.......................................... કે **જેથી[૨] દુનીઆં તાજી, બુઢાપા વગરની, મોહોત વગરની, કરમાઇ નહીં જાય એવી, કોહી નહીં જાય એવી, હંમેશાં જીવતી, હંમેશાં આબાદ[૩], તથા હર કોઇને પસંદ પડે તેવી[૪] થશે.**

---

૭. દરેક ભાગ આબાદ હોય ત્યારે આખી દુનીઆં આબાદ રહે. જીવ મંડળ* આ દુનીઆંનો એક ભાગ છે. તેથી જીવ મંડળને સંપૂરણ આબાદ, એટલે કે સંપૂરણ સુખી, રાખવાની અહુરમજદની ઇચ્છાછે.

૭.—જ્યારે સુરજની રોશની વધારે ગરમ થાય છે......ત્યારે સેંકડો ને હજારો મીનો ઇજદો ઉઠી ઉભા થાય છે. [પછી] તેઓ તે રોશનીને એકઠી કરે છે.........[અને] **અશોઈનાં પ્રાણીઓની[૧] વૃદ્ધીને** માટે જમીન ઉપર રેડે છે.

---

૩—યજશને, હા ૩૭, ફકરો ૧; હારલેનો તરજુમો: બીજા બધા તરજુમા એને મળતા.

૪—યજશને, હા ૧૨, ફકરો ૧; મીલ્સ: બધા મળતા.

૫—અહુરમજદ યસ્ત, ફકરા ૧૨[૧], ૧૩[૨], ૧૨[૩], ૮[૪]; ડારમેસ્ટેટે: બધા મળતા.

૬—જમીઆદ યસ્ત, ફકરા ૯, ૧૧; ડારમેસ્ટેટે: બધા લઘભઘ મળતા.

૧ જરથોસ્તનાં માથાંમાંથી જે રોશની પ્રગટી નીકળેલી ચીત્રમાં દેખાય છે, અને જે બધા માહાત્માઓનાં માથાંમાંથી પ્રગટી નીકળે છે, અને જેને હીંદુઓ 'યોગ જયોતી' કહે છે, તે. કયાંની વંશના ઘણાખરા રાજાઓ યોગી હતા, તેથી ઇરાંનમાં એને એવ નામે ઓળખવામાં આવેલી દેખાય છે.

૨ ભાષારથ. ૩ હારલે. ૪ સ્પીગલ.

*નાના મોટા સરવે જીવોનો એકંદર ટોળો. } The animated creation.
જીવ + મંડળ. }

૭—ખોરશેદ યસ્ત, ફકરો ૧; ડારમેસ્ટેટેઃ
[૧] હારલે મળતો · સ્પીગલ ડાંઅ·

૮.—[**પૃથ્વીના સાતે ખંડો ઉપર**][1] બળવંત મેહેર ઈજદ **તંદરોસ્તી** આપનારી નજરે જુવે છે.

૯.—પછી ....[વરસાદ વરસાવનાર] તીર ઈજદ (પોતાને મળેલી) હાર જાહેર કરે છે:—...............અરે માજદીયશની દીન, હું હાર્યો છું!

૧૦.—પછી ...·તીર ઈજદ પોતાની · ફતેહ ઝાહેર કરે છે:—...... ....ખુશી થા, એ માજદીયશની દીન!.....................**પાંણીના** ધોધ **તમામ હાડમંદ દુનીઆં તરફ** [હવે] વગર અટકાવે વેહેવા માંડશે!

---

૮. દરેક ભાગ સુખી હોય ત્યારે આખું જીવ મંડળ સુખી રહે. માનસથી ઉતરતાં પ્રાણીઓનો વરગ, જીવ મંડળનો એક ભાગ છે. તેથી, પ્રાણી વરગને સંપૂરણ સુખી રાખવાની અહુરમજદની ઈચ્છા છે.

૧૧.—ચળકતા... તેસ્તર સેતારાને હમે આરાધીએ છીએ, કે **જેની રાહ** સપેનામીનોનાં **બધાં પ્રાંણીઓ આતુરતાથી જુવે છે**—પ્રાંણીઓ, કે જેઓ જમીનની અંદર ને જમીનની ઉપર વસે છે, જેઓ પાંણીમાં રહે છે,......જેઓ ઉડનારાં છે, જેઓ મેદાંનમાં દોડનારાં છે, અને બધાં તે પ્રાંણીઓ, કે જેઓ સપેનામીનોની આ હદ વગરની ને છેડા વગરની દુનીઆંમાં છે.

૧૨.—મેહેર ઈજદને, **ભુલી પડેલી ગાયો**, પોતાના તબેલાને ચાહતી[1] **મદદને** માટે હંમેશાં બોલાવે છે.

૧૩.—**અહુરમજદની** તરફ ગોસપંદોનાં રવાનોએ પોકાર કીધો:—હમને શા વાસ્તે સરજાવ્યાં છે...? તે હેશમની ખશલતનાઓ હમને... ખરાબ કરે છે........**તમો** શીવાએ **હમારી પરવરશી કરનાર** કોઈ નથી........

---



---

૮—મેહેર યસ્ત, ફકરો ૧૫; ડારમેસ્ટેટે: બધા લઘભઘ મળતા.

[1] ટુંકી મતલબ.

૯—તીર યસ્ત, ફકરો ૨૩; બધા મળતા.

૧૦—તીર યસ્ત. ફકરો ૨૯; હારલે: બધા મળતા.

૧૧—તીર યસ્ત, ફકરો ૪૮; ડારમેસ્ટેટે: બીજા લઘભઘ મળતા.

૧૨—મેહેર યસ્ત, ફકરો ૮૬; એરચજી: બધા મળતા.

[1] ડારમેસ્ટેટે.

૧૩—૭૪ મી કલમની ફુટ નોટ જુવો.

† The law of gravitation assures us that *any displacement,* which takes place in the very heart of the Earth, *will be felt throughout the Universe*

And we may even imagine that the *same thing will hold true of those molecular motions* (see article 56) *which accompany thought.* For every thought, we think, is accompanied by a displacement and motion of the particles of the brain; and we may imagine that some how these motions are propagated throughout the Universe.

*No event whatever* whether we regard its antecedent or its consequent, can possibly be confined to one order only, *but must spread throughout the Universe.*

(The Unseen Universe, by Professors Balfour Stuart and P. G. Tait. Pages 198—9.)

૯. દરેક જીવનો વીચાર, બોલ કામ, અસર ચલાવતું ચલાવતું, આખાં જગત ઉપર અસર ચલાવે છે.

૧૪.—અશોઈને મારગે ચાલનારા કોઇ ગરીબ માનસને હરકત કરવામાં આવે છે, ને તેના હક લુટવામાં આવે છે, ત્યારે તે મેહેર ઇજદને, હાથ ઊંચા કરીને, મદદે બોલાવે છે.

તે પોતાની **અરજ મનમાં કરે** કે મોટે સાદે કરે, **પણ** તેની ફરીઆદનો અવાજ **આસમાનમાં પોંહચે છે, આખી પરથવી ઉપર ફરી વળે છે,** ને **તેના સાતે** ખંડો ઉપર ફેલાય છે.

૧૫.—હમે અહુનવર ભણીએ, ને તેને 'જમીનને દરમેઆંન, ને આસ્માનને દરમેઆંન'[1] મોકલીએ ![2] [?]

હમે અશેમ વોહુ ભણીએ, ને તેને જમીનને દરમેઆંન, ને આસ્માંનને દરમેઆંન મોકલીએ !

હમે યેંઘેહાતામ ભણીએ, ને તેને જમીનને દરમેઆંન, ને આસ્માંનને દરમેઆંન મોકલીએ !

...[3] હમે 'સુખ ચાહનારી બંદગી'[4] ભણીએ, ને તેને જમીનને દરમેઆંન આસ્માંનને દરમેઆંન મોકલીએ !

---

૧૦. તેથી, જગત સંપૂરણ સારી હાલતમાં રહે, એવીજ અસર ઉપજાવનારા વીચારો, બોલો ને કાંમો માનસે કરવાં, એવો મૂળ નીયમ અહુરમજદે ઠરાવ્યો છે.

**૧૬.—જેવી રીતનો[1] અહુરમજ્દ છે, તેવી રીતનો હું છું.**



---

૧૪—મેહેર યસ્ત, ફકરા ૮૪, ૮૫; ડારમેસ્ટેટે; સ્પીગલ, હારલે મળતા: એરચજી જુદા ને શક ભરલા.

૧૫—યજશને, હા ૬૧ (૬૦), ફકરો ૧.
- ૧ અસ્પંદીઆરજી.
- ૨ અસલ બોલ:—ફરેશીઆ મંહી.
  - મશાહુર કરીએ—કાંગા.
  - ભણીએ—હારલે.
  - વખાંણીએ—સ્પીગલ.
  - ફરમાવીએ—ફરાંમજી, અસ્પંદીઆરજી.
  - Peal forth in our liturgy. / Send forth in our prayer. }—મીલ્સ.
- ૩ દહમેચ નરશ અશોનો દહમાંમચા વંઘેહીમ—Tautology?
- ૪ આફરેતીમ, આફરીન.

૧૬—દીનનો કલમો. યજશને, હા ૧૨, ફકરો ૭; કાંગા: અસ્પંદીઆરજી જુદા ને શક ભરેલા;- બીજા લધભધ મળતા.
- ૧ અસલ શબ્દ:—વરેના.
  - રીત—કાંગા.
  - ઈમાંન—હારલે.
  - Religious sanctity, creed, / Religious faith. }—મીલ્સ.
  - મેરાદ, ખાહેશ—અસ્પંદીઆરજી
  - ઇછ—સ્પીગલ.
  - જુઓ કલમ ૫.

૧૭.—અહુરમજ્દે કહીઉં:—ઓ જરથોસ્ત ! **આ પેદાએશ, જે મારી છે, તેને તું આરાધ**[1] **!**

૧૮.—**જેવી રીતનો જરથોસ્ત હતો, તેવી રીતનો હું છું.**

---

૧૧. આ દુનીઆંની જાનદાર અને નીરજીવ સરવે ચીજોનો એકંદર જથો સંપૂરણ આબાદ રહે, એવીજ અસર ઉપજાવનારા વીચારો, બોલો, ને કાંમો માનસે કરવાં. જગતને સંપૂરણ સારી હાલતમાં રાખવાના નીયમનાં પેટાંમાં, દુનીઆં, જે જગતનો એક ભાગ છે, તેને સંપૂરણ આબાદ રાખવાનો આ નીયમ અહુરમજદે ઠરાવ્યો છે.

૧૯.—અહુરમજ્દે જમશેદને કહીઉં:—[પેગંબર થઈને નહીં, તો પાદશાહ થઈને] મારી **દુનીઆંની આબાદી ને વૃદ્ધી કર. મારી દુનીઆંને ઉછેરવાનું ‥ ને પાસબાની કરવાનું માથે લે.**

૨૦.—અશો જરથોસ્તની ફ્રવશીને હમે આરાધીએ છીએ, કે જેના જનમવા ને ઉધરવાથી **અહુરમદજ્ની તમામ પેદાએશે ખુશાલી બતાવી:–**

**'[ચાલો હવે] આપણને સુખ [થશે]! જરથોસ્ત જનમયો છે !'**

૨૧.—સોશીઅંતોની[3] ફ્રવશીને હમે આરાધીએ છીએ,[1] કે જેઓનાં **કાંમોથી અશો** [અહુરમજદ] ની **દુનીઆની વૃદ્ધી થાય છે.**[2]

૨૨.—અશો **અહુરમજ્દની તમામ પેદાએશનાં શરીરોને હમે આરાધીએ છીએ.**

૨૩.—**જેવી રીતનાં**[1] **પાણી છે, તેવી રીતનો હું છું.**

**જેવી રીતનાં**[1] **ઝાડપાંનો છે, તેવી રીતનો હું છું.**

---

૧૨. જીવ મંડળ સંપૂરણ સુખી રહે એવીજ અસર ઉપજાવનારા વીચારો, બોલો, ને કાંમો માનસે કરવાં. દુનીઆંને સંપૂરણ આબાદ રાખવાના નીયમનાં પેટાંમાં, જીવ મંડળ, જે આ દુનીઆંનો એક ભાગ છે, તેને સંપૂરણ સુખી રાખવાનો આ નીયમ અહુરમજદે ઠરાવ્યો છે.

૨૪.—સઉ કોઇને ઇનસાફ મળે [ને કોઇ કોઈને દુઃખ નહીં થાય] એવી ભલી ચાલને હમે વખાંણીએ છીએ. **દુનીઆની આબાદી** એવી ચાલથી થાય છે; **દુનીઆંની વૃદ્ધી** એવી ચાલથી થાય છે; **દુનીઆંને ફાયદો** એવી ચાલથી પોંહચે છે; અને એવી ચાલ તેજ **માજદીયશની દીન** છે.

---

૧૭—વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરો ૧૪ અથવા ૩૫; હારલે: બધા મળતા.

[1] આરાધ એટલે તારા સ્વાધીનમાં રાખ. [Keep it in your charge, let it be under your care.] પેહેલવી તરજુમામાંથી એવો ભાવારથ મેહેરજીભાઇએ ફુટનોટમાં આપ્યો છે.

૧૮—૧૬ મી કલમની ફુટનોટ પ્રમાણેજ.

૧૯—વંદીદાદ, ફરગરદ ૨, ફકરો ૪; ડારમેસ્ટેટે: ટુંકી મતલબ; બધા મળતા.

૨૦—ફરવરદીન યસ્ત, ફકરા ૮૭, ૯૩, ૯૪માંથી ટાળવી કાહાડેલી મતલબ: બધા લઘભઘ મળતા.

૨૧—[1] ફરવરદીન યસ્ત, ફકરો ૭૪.

[2] વીસ્પરદ, કરદો, ૨, ફકરો ૫.

[3] શબ્દારથ—ભલું કરનારાઓ.

ભાવારથ—ધરમ રક્ષક પુરૂષો.

૨૨—સરોશ યસ્ત, હાદોખ્ત, ફકરો ૨૨; કાંગા: બધા મળતા.

૨૩—દીનનો કલમો. યજશને, હા ૧૨, ફકરો ૭; કાંગા: અસ્પંદીઆરજી જુદા ને શક ભરેલા: બીજા લઘભઘ મળતા.

[1] [જીવ મંડળને સુખી કરનારાં.]

૨૪—વીસ્પરદ, કરદો ૭ (૮), ફકરો ૨; મીલ્સ ઉપરથી ખોલાસાવાર મતલબ: સ્પીગલ, કાંગા લગભગ મળતા: કૈકોબાદજી જુદા ને શક ભરેલા.

૨૫.— ……… સાચા બોલેલા બોલ, જે દુનીઆંની વૃધ્ધી કરે છે, તેને હમે … વખાંણીએ છીએ.

૨૬.—અશો અસ્તવત ઍરેતની ફ્રવશીને હમે આરાધીએ છીએ, કે જેનું નામ • સોશીઓસ પડશે, ને અસ્તવતઍરેત [બી] પડશે. તે સોશીઓસ (એટલે ભલું કરનારો) કહેવાશે, કારણકે હાડમંદ શરીર ધરાવનારી આખી દુનીઆંનું તે **ભલું** કરશે. અને તે અસ્તવત ઍરેત …… કહેવાશે, કારણ કે …… હાડમંદ શરીર ધરાવનારાં **પ્રાણીઓના નાશને** તે **અટકાવશે**………

૨૭.—[જમશેદે કહીઉં]:—ઓ … દરવાસ્પ ઇજદ, તું એવી મેહેરબાંની કર કે અહુરમદજની પેદાએશ તરફ **આબાદી** … હું લાઉં ! અહુરમજદની પેદાએશ તરફ **અમરગી** હું લાઉં ! અહુરમજદની પેદાએશમાંથી **ભુખતરસને** હું દુર કરૂં ! અહુરમજદની પેદાએશમાંથી **ઘડપણ** તથા **મોહતને** હું દુર કરૂં ! અહુરમજદની પેદાએશમાંથી **ગરમ** તથા **થંડા પવનને** હું દુર કરૂં !

૨૮.—( ઓ દરૂજ ! ) તું ઉત્તર તરફ દફે થઇ જા; અને તારે હાથે હવે પછી અશો (અહુરમજદ)ની **જાનદાર પેદાએશ નહીં મરે** !

૨૯.—મધરાતથી તે સુરજ ઉગે ત્યાં સુધી **સપેનામીનોનાં** હજારો **પ્રાંણીઓને** જે **મારી નાંખે** છે, તે જરમીઆંગર દેવને • • જે **કોઈ મારી નાંખે તેનાં મન, વાચા, ને હાથે પગે કીધેલાં પાપો ધોવાઈ જાય.**

---

**૩૦—……પળાઈ શકાય એવાં ને જંગલી, પાંણીમાં રેહનારાં ને જમીનમાં વસનારાં, તથા ઉડનારાં, દોડનારાં, ને ચરનારાં જાનવરોનાં રવાંનોને હમે આરાધીએ છીએ.**

૧૩. માનસથી ઉતરતાં પ્રાંણીઓનો વરગ સંપૂરણ સુખી રહે, એવીજ અસર ઉપજાવનારા વીચારો, બોલો, ને કાંમો માનસે કરવાં. જીવ મંડળને સંપૂરણ સુખી રાખવાના નીયમના પેઠાંમાં, પ્રાંણી વરગ, જે જીવ મંડળનો એક ભાગ છે, તેને સંપૂરણ સુખી રાખવાનો આ નીયમ અહુરમજદે ઠરાવ્યોછે.

---

૨૫—રશનુ યસ્તની શરૂઆત ; ડારમેસ્ટેટે : બધા મળતા.

૨૬—ફ્રવરદીન યસ્ત ફકરા ૧૨૮, ૧૨૯ ; ડારમેસ્ટેટે : બધા મળતા.

૨૭—ગોસ યસ્ત, ફકરા ૯, ૧૦ ; કાંગા : બધા મળતા.

૨૮—અરદીબેહસ્ત યસ્ત, ફકરો ૧૭ : ડારમેસ્ટેટે : કાંગા, હારલે મળતા.

૨૯—વંદીદાદ, ફરગરદ ૧૩, ફકરા ૬, ૭ ; ડારમેસ્ટેટે : બધા લધભધ મળતા.

૩૦—ફ્રવરદીન યસ્ત, ફકરો ૭૪.
યજશને, હા ૭૧ (૭૦), ફકરો ૯. } ડારમેસ્ટેટે: બધા લગભગ મળતા.

૧૪. પ્રાંણીઓનાં માંસ ઇડાં માનસે ખાવાં નહીં. પ્રાંણી વરગને સંપુરણ સુખી રાખવાના નીયમનાં પેટાંમાં, માંસ ઇડાં નહીં ખાવાનો આ નીયમ અહુરમજ્દે ઠરાવ્યો છે.

૩૧.—[ ક્યાંની નુર મેળવી નહીં શક્યો ત્યારે અફ્રાસીઆબ ગુસ્સામાં બોલ્યો ] :—

**બધાં આકાર લીધેલાં 'પ્રાંણીઓને તેમજ તોખમોને'[1] તેમની મોટાઈ, ભલાઈ, ને ખુબસુરતી સાથે હું બગાડી નાખું !**

[2]પણ નવાં નવાં પ્રાંણીઓને પેદા કરનાર, એવો જે અહુરમજ્દ, તે તેની આડે [ગયો].[3]

---

૧૫. મૂળ નીયમ અને તે ઉપરથી ઉપજેલા નીયમો પાળીએ, ત્યારે પહેલાં ઘણી વાર દુખ આવે.

**૩૨.—અગરજો કોઈ એવી ચીજ બને (કે જેથી) આ મારાં તનને મારાં રવાંનને માટે આપવું પડે, (તો) હું આપીશ.**

૩૩.—ગનામીનો બોલ્યો:— ................ **ભલી માજદીયસની દીન**[1] છોડ, અને તેથી જોહાક.....ને જેવો ફાયદો મળ્યો તેવો તુંને મળશે.

જરથોસ્ત બોલ્યો:— ............... **જીવ જાય તોબી નહીં છોડું !**

---

૧૬. મૂળ નીયમ અને તે ઉપરથી ઉપજેલા નીયમો પાળીએ ત્યારે પાછળથી હંમેશાં સુખ આવે.

એ નીયમોને પાળતાં થયલાં દુખ સુખને સરખાવીએ, ત્યારે દુખ ટીપાં જેટલું નાનું ને સુખ સરોવર જેટલું મોટું લાગે. કારણ કે સુખ આવતું આવતું છેક મુક્તી સુધીનું આવે છે.

**૩૪.—સુખ[1] તેને, કે જેનાથી સુખ દરએકને પોંહચે !**

---

૩૧—જમીઆદ યસ્ત, ફકરો ૫૮ ; પેહેલો ભાગ હારલે પ્રમાણે; બીજો દારમેસ્ટેટે પ્રમાણે.

[1] હારલે, સ્પીગલ : ડારમેસ્ટેટે, એરચજી જુદા ને શક ભરેલા.

ડારમેસ્ટેટે ઇસારતમાં જણાવે છે કે 'ખશુદરચ' શબ્દનો અરથ ધંબારનાં આફરગાનમાં નેરીઓસંગે દારૂનો કીધો છે. અફરાસીઆબે ઇરાનની નદીઓને બીજા મુલુકો તરફ ફેરવી નાંખી ઇરાનમાં દુકાળ પાડવાની કથા છે. ત્યારે ખશુદરચ એટલે દારૂ, ને દારૂ એટલે એક જાતનું પાણી, ને પાણી એટલે નદી, એવા અરથ લઇ શકાય [!!]

[2] ડારમેસ્ટેટે. હારલે, સ્પીગલ, એરચજી જુદા ને શક ભરેલા.

[3] ભાવારથ.

૩૨—પતેત પશેમાની, કરદો ૧ ; કાંગા: બધા મળતા. એ અવસ્તા નથી.

૩૩—વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરા ૬, ૭ ; ડારમેસ્ટેટે: બધા મળતા.

[1] શબ્દારથ, નીયમ [ એટલે કે જગત સંપૂરણ સારી હાલતમાં રહે એવીજ અસર ઉપજાવનારા વીચારો, બોલો, ને કામો કરવાનો નીયમ. ]

ભાવારથ, દીન અથવા ધરમ.

૩૪—ઓસ્તવદ ગાથા. યજશને, હા ૪૩ (૪૨), ફકરો ૧; સ્પીગલ: અસ્પંદીઆરજી મળતા. મીલ્સ, હારલે, ડારમેસ્ટેટે જુદા જુદા ને શક ભરેલા.

[1] અસલ બોલ :—ઉસ્તા.

શબ્દારથ, સુખ.

ભાવારથ, મુક્તી, મોક્ષ, નિરવાંણ.

૧૭. પ્રાંણીઓનાં માંસ ઇંડાં નહીં ખાવાના નીયમની સાંમે, કશો બી અપવાદ અહુરમજ્દે ઠરાવ્યો નથી.
No exception.

૩૫.—[1]અહુરમજ્દ બોલ્યો:—
[ મને તથા મારી પેદાએશને આરાધવાના આ સખુનોને ],[4]
[ મારી તમાંમ પેદાએશને આરાધતી વેળાએ ]

**[2]તમાંમ ગોસ્પંદોને,**
**પાંણીમાં રેહેનારાં તમાંમ પ્રાંણીઓને,**
**જમીન ઉપર વસનારાં તમાંમ પ્રાંણીઓને,**
**ઉડનારાં તમાંમ પ્રાંણીઓને,**
**જંગલમાં છુટાં ફરનારાં તમાંમ પ્રાંણીઓને,**
**તથા ખરીવાળાં તમાંમ પ્રાંણીઓને,**
**આરાધવાના આ સખુનોને,**

**[1]જીવ જવાની છેલ્લી પળે, તું ભણજે, ઓ જરથોસ્ત!**
**[3]જીવ જવાની છેલ્લી પળે, જો તું એ સખુનોને ભણશે, તો તારાં રવાંનને હું દોજખથી દુર રાખીશ.**

૩૬.—[ જે પ્રાંણીઓને આરાધીએ તે પ્રાંણીઓને દુખ દેવાય નહીં. જે પ્રાંણીઓનાં માંસ ઈંડાં ખાઇએ તેને દુખ દેવું પડે. તેટલા માટે જે પ્રાંણીઓને આરાધીએ તે પ્રાંણીઓનાં માંસ ઈંડાં ખવાય નહીં. અને બધાં પ્રાંણીઓને આરાધીએ, તેથી કોઈ બી પ્રાંણીનાં માંસ ઇંડાં ખવાય નહીં.

જનમથી તે મરણ સુધી હરદમ, અને મરણ વેળાએ ખાસ કરીને, બધાં પ્રાંણીઓને આરાધવાનાં છે, તેથી કોઈબી પ્રાંણીનાં માંસ ઈંડાં મરણ અટકાવવાને ખવાય નહીં.

મરણ અટકાવવાને માંસ ઇંડાં ખવાય નહીં, તો માંદગી દુર કરવાને ખવાયજ નહીં.*

મોહત અને માંદગી દુર કરવાને માંસ ઇંડાં ખવાય નહીં, તો બીજી કોઈબી અડીબાડીની હાલત (exigency)માં ખવાયજ નહીં.]

---

૧૮. એ પ્રમાણે, બીજી કલમમાં સ્થાપેલાં ધોરણ મુજબ તપાસ ચલાવતાં, ૧૦થી ૧૭ સુધીનાં અનુમાનો ઉપરથી ટુંકમાં એવું પુરવાર થાય છે કેઃ—

કોઈબી જાનવરનાં માંસ ઇંડાં કોઈબી કારણસર ખાવાને અશો જરથોસ્તે ફરમાવ્યું નથી.

---

૩૫—'મોટો પેરસદ.' યજશને, હા ૭૧ (૭૦):—

[1] ફકરો ૧૪. [2] ફકરો ૯. [3] ફકરો ૧૫. [4] આખા હાની ટુંકી લતલબ.

ફરાંમજી, અસ્પંદીઆરજી, સ્પીગલ, મીલ્સ, હારલે આ તરજુમાને મળતા: કાંગા જુદા ને શક ભરેલા.

એનેજ મળતી વાત હાદોખ્ત નુસક, ફરગરદ ૧, ફકરા ૩, ૧૪, ૧૫ માં:—

'મારી આરાધના, અને પાંણી, જમીન, ગોસ્પંદો, ઝાડપાંનો વીગેરે મારી તમામ પેદાએશની આરાધના, ટુંકમાં જણાવનારી અશેમ વોહુ નામની બંદગી મરતી વેળાએ જે કોઇ ભણે, તેને એટલું સવાબ લાગે કે જાંણે પરથવીના એક ખંડની કીમતના જેટલી સખાવત તેણે કીધી હોય.'

જુવો ૧૧૪ મી કલમની ફુટનોટનું છેલાંથી ઉપરનું વાકય. જુવો કલમ ૧૯૧.

* બીજું કારણ કલમ ૧૫૧. ખ. માં છે, તે જુવો.

## જે નીયમો ઉપરથી માંસ ઇડાં ખાવાની મનાઈ અશો જરથોસ્તે કીધી છે, તે નીયમોનાં નામ.

[1]વીચાર* કરવા, બોલ બોલવા, ને કામ કરવાં
—તે જગતને સંપૂર્ણ સારી હાલતમાં રાખવાને માટે:
એથી ઉલટું કંઇબી કરવાને માટે નહીં.*

[2]વીચાર કરવા, બોલ બોલવા, ને કામ કરવાં
—તે આ દુનીઆંની જાંનદાર અને નીરજીવ
સર્વે ચીજોના એકંદર જથ્થાને સંપૂર્ણ આબાદ
હાલતમાં રાખવાને માટે: એથી ઉલટું કંઇબી
કરવાને માટે નહીં.

[3]વીચાર કરવા, બોલ બોલવા, ને કામ કરવાં
—તે જીવ મંડળને સંપૂર્ણ સુખી રાખવાને
માટે: એથી ઉલટું કંઈબી કરવાને માટે નહીં.

[4]વીચાર કરવા, બોલ બોલવા, ને કામ કરવાં
—તે પ્રાંણી વર્ગને સંપૂર્ણ સુખી રાખવાને
માટે: એથી ઉલટું કંઇબી કરવાને માટે નહીં.

[5]માંસ ઇડાં કોઈબી
કારણુસર ખાવાં નહીં.

---

* આપણાં ધરમ પુસ્તકોમાં એ નીયમનું પેહેલું નાંમ 'મજદયશનાનોનો નીયમ' અથવા 'માજદીયશની દીન' છે. જુવો કલમ ૩૩ અને તેની ફુટનોટ.

અને બીજું નામ 'અ શો ઈ' છે. જુવો હાદોખ્ત નુસક, ફરગરદ ૧, છેલા બે ફકરા, તથા અશોમ શબ્દનો order, universal order જેવો અરથ.

૧ જગત રક્ષા નીયમ. એટલે કે માજદીયશની દીન અથવા અશોઈ.
૨ પૃથ્વી રક્ષા નીયમ.
૩ જીવ મંડળ રક્ષા નીયમ.
૪ પ્રાંણી વર્ગ રક્ષા નીયમ.
૫ અમાંસાહાર નીયમ.

## પ્રકરણ ૨ જું.

### સિધ્ધાંત બીજો:—બધાં જાંનવરોમાં, ગોસ્પંદોને* તો આપણા પોતાના જીવની માફક સુખ આપવાને આપણને અશો જરથોસ્તે ફરમાવ્યું છે.

—•••—

૧. ગોસ્પંદોની હસ્તી, આબાદી, ને વૃદ્ધી ઉપર માનસ જાતની હસ્તી, આબાદી, ને વૃદ્ધી સદંતર આધાર રાખે છે.

૩૭.— ............. ગોસ્પંદો આપણા ખોરાકનો વધારો કરનારાં[1] છે.

૩૮.—ઓ વૃદ્ધી કરનારાં[1] પશુ, તુંને નમસ્કાર!
ઓ ફાએદાઓ આપનારાં[2] પશુ, તુંને નમસ્કાર!
ઓ આબાદી આપનારાં[3], તુંને નમસ્કાર!
ઓ વૃધ્ધી કરનારાં[4], તુંને નમસ્કાર!
[હઈઆત] . અશો માનસોને તથા હવે પછી જનમનારાં અશો

---

* ગાયની બધી જાતોનાં પ્રાણીઓ—બકરાં, મેંઢાં, ગાયબળદો, ભેંસો, ઘોડાં, ગધેડાં, ખચ્ચર, ઉંટ, વીગેરે, વીગેરે.

૩૭—યજશને, હા ૧૦, ફકરો ૨૦ ; બેહેરાંમ યસ્ત, ફકરો ૬૧, } ; કાંગા.

[1] અસલ બોલો:—તાંમ ને ખરેથાય ફશોઈઓ.
Salutary to us for food
Conducive to us for food } —સ્પીગલ.
દુધનો ખોરાક આપનારાં—અસ્પંદીઆરજી, એદલજી.
કે જેથી આપણાં પોશાણને માટે તેઓ આબાદ થાય—હારલે.
Yield thou us food—મીલ્સ.
(tillage), that makes food grow—ડારમેસ્ટેટે.

૩૮—વંદીદાદ, ફરગરદ ૨૧, ફકરો ૧.

[1] કાંગા, હારલે.
અસલ બોલો:—ગો સ્પેંત=વૃદ્ધી કરનારાં પશુ.

[2] ફરાંમજી, ડારમેસ્ટેટે.
[ક. જીવતાં પશુઓ તરફથી મળતા ફાયદા:—દુધ, મલાઈ, દહી, છાસ, માંખન, ઘી:
ઉન, છાંન, મુતર:
ખેતીવાડીમાં મદદ:
ઘેર ગાંમો બાંધવામાં મદદ:
માનસો તથા માલને ગાંમ પરગાંમ લઈ જવું.
ખ. મુએલાં પશુઓ તરફથી મળતા ફાયદા:—ચાંમડાં, હાડકાં, ખરી, શીંગડાં.]

[3] કાંગા.
[એ ફાયદાઓ વગર માનસ જાત આબાદ રહે નહીં, માટે પશુઓ માનસ જાતને આબાદી આપનારાં ગણાય છે.]

[4] સ્પીગલ, ડારમેસ્ટેટે, કાંગા, હારલે.
[એ ફાયદાઓ વગર માનસ જાતની સંખ્યા ઘટી જાય, માટે પશુઓ માનસ જાતની વૃદ્ધી કરનારાં ગણાય છે.]

**માનસોને બક્ષેસ આપનારાં**[૫], (તુંને નમસ્કાર)!.........[૬]

૩૯.—......................**ગોસ્પંદોથી આપણે છઇએ**, ને આપણાથી તેઓ છે.

૪૦.—[જરથોસ્તે પુછ્યું]:— ... ... બીજી કેઇ જગા છે, કે જ્યાં અસ્પંદાદ અમશાસ્પંદને ઘણીજ ખુશી લાગે છે?

અહુરમજ્દે જવાબ દીધો:—તે તે જગા છે, કે જ્યાં દીનદાર મરદ ઘર બાંધે, અને તેમાં અથોરનાંન, ગોસ્પંદો, બઇરી, છોકરાં, તથા ગાયઢોરનાં મઝાનાં ટોળાંઓ રેહેતાં હોય. અને પછી તેમાં **ગોસ્પંદો**, અશોઇ, ઘાસચારો, કુતરાઓ, બઇરી, છોકરાં, આતસ, તથા '**સુખવાસી જીંદગીને માટેની** બધી **જોઇતી ચીજો**'[૧] જ્યાદા થતી ચાલે[૨].

**૪૧.—ગોસ્પંદોથી હમારાં ઘેર ખુશી ખુશાલી ભરેલાં થાય છે, અને ...............લાંબો વખત પોહોંચ્યા કરે તેવું જોર તેઓ હમને આપે છે............................**

૪૨.—જે ઘેરોમાં · મેહેર ઇજદ · ખુશી થાયછે, તે ઘેરોને ગોસ્પંદો તથા માનસોનાં ટોળાં તે મેળવી આપે છે.

૪૩.—સંતોશ પાંમે ત્યારે અશો ફરોહરો દુવા દે છેઃ—આ મકાનમાં ગોસ્પંદો તથા માનસોનાં ટોળાં થજો!

૪૪.—(આતસ ઉપર સોજું ને સુકું લાકડું મુકીએ, ત્યારે તે દુવા દે છે):—તારે ત્યાં ગોસ્પંદો ને માનસોની વૃધ્ધી થજો!

---

[૫] સ્પીગલ, ડારમેસ્ટેટે, કાંગા, હારલે.
[અહુરમજદની ધારણા પ્રમાણે દુનીઆં ચાલતી હોય, તો પશુઓ જંગલમાં જઇને પોતાનું ગુજરાંણ કરી આવે, ને પોતાનાં ગુજરાંણને માટે કંઇ ખરચ કે મેહેનત માનસ પાસે કરાવે નહીં. મેહેનત ને ખરચ કરાવે નહીં, ને સાંબા આટલા બધા ફાયદા આપે, માટે તેઓ માનસ જાત ઉપર સખાવત કરનારાં કેહેવાય છે.]

[૬] એ ભાગની ૭૧ મી કલમ બની છે.

જુવો કલમ ૧૫૯.

૩૯—યજશને, હા ૩૯, ફકરો ૧ : ભાવારથ : મીલ્સ, સ્પીગલ, કાંગા, હારલે મળતા.

૪૦—વંદીદાદ, ફરગરદ ૩, ફકરા ૨, ૩ ; ડારમેસ્ટેટે : બધા મળતા.

[૧] સ્પીગલ.

[૨] ફરાંમજી.

જુવો કલમ ૧૬૦.

૪૧—યજશને હા ૪૮ (૪૭), ફકરો ૬ ; મીલ્સ : બધા લધભધ મળતા.

જુવો કલમ ૧૬૯ ક.

૪૨—મેહેર યસ્ત, ફકરો ૨૮, હારલે : બધા મળતા.

જુવો કલમ ૧૮૮.

૪૩—ફરવરદીન યસ્ત ફકરો ૫૨ ; એરચજી : બધા મળતા.

જુવો કલમ ૧૮૮.

૪૪—વંદીદાદ ફરગરદ, ૧૮, ફકરો ૨૭ } ; ડારમેસ્ટેટે : બધા મળતા.
આતશ ન્યાએશ, ફકરો ૧૦

જુવો કલમ ૧૮૮.

૪૫.—[ જરથોસ્તે દુવા દીધી ] :—ઓ . . . . વીસ્તાસ્પ ! તું . . . . . . . . . . . . . . . ઘણાં ગોસ્પંદોવાળો[1] થજે ! . . . . . .

૪૬.—ગોસ્પંદોની ઉતપત્તી, અશો મરદની પવીત્રાઈ ને સત્તા, તથા અહુરમજદી મજહબ આ કુટુંબમાં વગર અટકાવે ચાલતાં રેહેજો !

૪૭.—**ગોસ્પંદોનું** તથા ખોરાકનું **સુખ આપો !**

---

૨. જો સઉ કોઇ ગોસ્પંદો ધરાવી શકે, તો માનસ જાતમાંથી નાચારી નાબુદ થાય.*

**૪૮.—ગોસ્પંદ કે કપડાં (કોઈ મોહતાજમંદ માંગે તો) 'નહી આપું,' એમ તું ના બોલતો. (તારી શકતી પ્રમાણે આપજે.)**

૪૯.—અશો મરદોને બચ્ચાં સાથે એક હજાર દુધારી **મેંઢીઓ આપો†**, તેટલું પુણ્ય મેદીઓજરેમ ગહંબાર ઈજનારને લાગે.

અશો મરદોને બચાં સાથે એક હજાર દુધારી **ગાયો આપો†**, તેટલું પુણ્ય મેદીઓશેહેમ ગહંબાર ઈજનારને લાગે.

અશો મરદોને બચાં સાથે એક હજાર દુધારી **ઘોડીઓ આપો†**, તેટલું પુણ્ય પેતેશેહેમ ગહંબાર ઈજનારને લાગે.

અશો મરદોને બચ્ચાં સાથે એક હજાર **ઉંટડીઓ આપો†**, તેટલું પુણ્ય અઇઆથરેમ ગહંબાર ઈજનારને લાગે.

---

૪૫—વીસ્તાસ્પ યસ્ત, ફકરો ૪૫ ; હારલે.

[1] માંસની સખાવત કરનારો—ડારમેસ્ટેટે.

જુવો કલમ ૧૧૮, ૧૮૩.

૪૬—યજશને, હા ૬૦ [ સ્પી. હા. ૫૯ : અ. ૫૮ ] : ફકરો ૩ : હારલે : બધા લઘભઘ મળતા.

જુવો કલમ ૧૭૦.

૪૭—માહા ન્યાએશ, ફકરો ૧૦ ; ડારમેસ્ટેટે, પેહેલવી તરજુમો અને કાંગા એ પ્રમાણે : હારલે જુદો ને શક ભરેલો.

જુવો કલમ ૧૭૯.

૪૮—વંદીદાદ, ફરગરદ ૪, ફકરો ૪૬ ; ફરાંમજી : હારલે લઘભઘ મળતો : સ્પીગલ, કાંગા, ડારમેસ્ટેટે ખોટા દેખાય છે.

મા ગેઆશ મા વસ્ત્ર હતો અદાએતીમ વાચોએદ.

નહીં ગોસ્પંદ, નહીં કપડાં, તું નહીં આપવું બોલતો—ફરાંમજી.

જુવો કલમ ૧૮૨.

૪૯—હાદોખત નુસકના અવસ્તા, ગહંબારનાં આફ્રરગાંન સાથે લખેલા ; ફકરા ૨૯, ૩૫, ૪૧, ૪૭, ૫૩ : ટુંકી મતલબ.

અસ્પંદીઆરજીની 'યજશને બા માયની,' પાનાં ૩૫૭ થી ૩૫૯.

* પુરતું ખાવાનું મળે એટલી ખેતીવાડીની જમીન અને એટલાં ગોસ્પંદો, જન્મ હક તરીકે દરેક માનસને મળે નહીં, ત્યાં સુધી માનસ જાતમાંથી નાચારી (destitution) જાય નહીં.

† અવસ્તાના જમાનામાં નાચારો બી ગોસ્પંદો પાળી શકે એટલી જમીન સસ્તી હશે. પણ હમણાં તેવું નથી, માટે ગોસ્પંદોને રૂપે ખેરાત કરવાનો રીવાજ આ જમાનાને લાગુ પડાતો નથી.

અશો મરદોને બચ્ચાં સાથે **હરેક જાતનાં** એક હજાર **ગોસ્પંદો આપો**†, તેટલું પુણ્ય મેદીઆરેમ ગહંબાર ઈજનારને લાગે.

૫૦.—ભલાં, શુરાં, ને વૃદ્ધી કરનારાં અશો ફ્રોહરોને હમે આરાધીએ છીએ, કે જેઓ હમસપેથમેદેમ ગહંબારને વખતે (પોતપોતાના) મોહલાઓ તરફ આવે છે, અને આવી રીતની મદદ ઇચ્છતાં, ત્યાં ફ્રરહર કરે છેઃ—

હમને કોણ વખાંણશે? હમને કોણ આરાધશે? હમને કોણ પોતાનાં કરીને ગણશે? હમારી ઉપર પ્યાર કોણ કરશે? (હમારી નઇઅતે)[1] **ગોસ્પંદો** તથા કપડાંની **ખેરાત કરીને**[2]…….હમને કોણ આવકાર દેશે?

---

3. માનસ જાતનાં સુખને માટે ગોસ્પંદો આટલી જરૂરનાં છે, તેથી તેઓનું રક્ષણ કરવા ઉપર ફરેસ્તાઓ અને અશો ફ્રોહરો લાગેલાં છે.

૫૧.—[જરથોસ્તે પુછયું]:—……કેઇ ચોથી જગા છે, કે જયાં **અસ્પંદાદ અમશાસ્પંદને ઘણીજ ખુશી લાગે છે?**

અહુરમજદે જવાબ દીધોઃ—**જયાં પશુઓ ને ઢોરો ઘણાં પેદા થાય** છે, તે જગા.

૫૨.—અહુરમજદે જરથોસ્તને કહીઉઃ—…………………………… **ગોસ્પંદોની વૃદ્ધી કરનારી ને અશો**…. (એવી જે) **આવાં ઈજદ** છે, તેની તું આરાધના કર.

૫૩.—…… **દરવાસ્પ** ઈજદને હમે આરાધીએ છીએ, કે જે **પશુઓને** …. [તથા] મોટાં ઢોરોને **તંદરોસ્તીમાં રાખે છે.** …….

૫૪….. **અશો ફ્રોહરોને** હું આરાધું છું, …. કે જેઓ **ગોસ્પંદોને પાળે છે.**

---

4. માનસ જાતનાં સુખને માટે ગોસ્પંદો આટલી જરૂરનાં છે, તેથી આપણા પોતાના જીવની માફક તેઓને સુખ આપવાને આપણને અશો જરથોસ્તે ફરમાવ્યું છે.

૫૫—પાદશાહ ગુસ્તાસ્પની ફ્રવશીને હમે આરાધીએ છીએ, કે જેણે …(**જરથોસ્તી દીન**)………….. **ગોસ્પંદોને તથા ઘાસચારાને ઉછેરનારી તથા**…**ચાહનારી** તરીકે સ્થાપન કીધી.

---

૫૦—ફ્રરવરદીન યસ્ત, ફકરા ૪૯, ૫૦;

[1] રાહનુમાય જરથોસ્તીઆંન નામની એક આગલી મંડળી તરફથી મુકતાદની ક્રીયાના બચાવમાં નીકળેલું ચોપાનીઉં.

[2] એદલજી, ડારમેસ્ટેટે.

છેલાં વાકયનો તરજુમો ડારમેસ્ટેટે, સ્પીગલ, હારલે, એરચજીમાં શક ભરેલો.

જુવો કલમ ૪૮, ૪૯, ૫૪, ૧૧૯, ૧૬૧.

૫૧—વંદીદાદ, ફરગરદ ૩, ફકરા ૪, ૫; હારલે : બધા મળતા.

ફકરો ૩ બી એવીજ મતલબનો.

જુવો કલમ ૨૦૦.

૫૨—આવાં યસ્ત, ફકરો ૧; ડારમેસ્ટેટે : બધા લગભગ મળતા.

જુવો કલમ ૧૫૧, ૧૯૮.

૫૩—ગોશ યસ્ત, ફકરો ૧; ડારમેસ્ટેટે : બધા મળતા.

જુવો કલમ ૧૯૯.

૫૪—ફ્રરવરદીન યસ્ત, ફકરા ૨૧, ૨૨; ડારમેસ્ટેટે : બધા લગભગ મળતા.

જુવો કલમ ૧૧૯, ૧૯૩.

૫૫—ફ્રરવરદીન યસ્ત, ફકરો ૧૦૦; જમીઆદ યસ્ત, ફકરો ૮૬; હારલે : એરચજી મળતા : ડારમેસ્ટેટે લગભગ મળતો : સ્પીગલનો તરજુમો જમીઆદ યસ્તમાં ખોટો.

જુવો કલમ ૧૫૦, ૧૧૩, ૧૮૧.

૫૬.—અશો **જરથોસ્ત** . ની.. ફ્રવશીને હમે આરાધીએ છીએ, ..................................જે **ગોસ્પંદોને** .................. **સઉથી ઘણો ચાહનારો**[1] **હતો.**

૫૭...................... **ગોસ્પંદો 'આપણે માટે જીવવા યોગ્ય છે.**[1]' ........

૫૮. ................................................................................ ............... **હમારી જીંદગીને માટે ગોસ્પંદો આબાદ થજો!**

૫૯.—**ગોસ્પંદોની વૃધ્ધીને**[1] **હમે વખાણીએ છીએ.**

૬૦. ............... અદના અને આલા, શકતીવાંન ને અશક્તિવાંન—**સઉ કોઇ ગોસ્પંદોને સુખશાંતી** ને ઘાસ ચારો **આપે,** એવું હમે ચાહીએ છીએ.

૬૧.—[ જરથોસ્તે પાદશાહ ગુસ્તાસ્પને કહીઉં ]:—**દહાડામાં ત્રણ વાર** [ તારૂં કાંમ છોડીને ] તું ઉઠ, ને ફ્રાયદાઓ આપનારાં **ગોસ્પંદોની સંભાળ** લેવા **જા.**

૬૨.—**પછી** [ બાંમદાદને વખતે, મરઘો ] પોતાની પાંખ ફ્રકડાવે છે, ને સાદ મારીને બોલે છે:—અરે માનસો જાગો, હાથ મોહોડું ધુવો, કસ્તી કરો, **ગોસ્પંદોને ચારો** આપવા જાઓ, ને સપેતમાંન જરથોસ્તના પાંચ ગાથા ગાઓ.

૬૩.—**ગોસ્પંદોના ઘાસચારા આગળથી ખરાબ જતનને હું દુર કરૂં છું.**

---

૫૬—ફ્રરવરદીન યસ્ત, ફ્રકરો ૮૮ ; એરચજી.
[1] બીજા જુદા જુદા ને શક ભરેલા.
જુવો કલમ ૧૫૦, ૧૯૪.

૫૭—યજશને હા ૩૯, ફ્રકરો ૧ ; મીલ્સ.
[1] હમારાથી જીંદગી ચાહે છે—અસ્પંદીઆરજી.
આપણે માટે જીવવા ચાહે છે—કાંગા.
આપણને જીંદગીમાં ટકાવી રાખવા ચાહે છે—સ્પીગલ.
હમારી જીંદગીનું પોશણ કરવા ચાહે છે—હારલે.

૫૮—યજશને, હા ૪૮ (૪૭,) ફ્રકરો ૫ ; મીલ્સ : બધા લઘભઘ મળતા.

૫૯—શીરોજા યસ્ત, બીજો ભાગ, ફ્રકરો ૭ ; બધા શક ભરેલા.
અસલ બોલો:—ફ્રશૌનીમ[1] વાંથવાંમ યજમેદે.
જુવો કલમ ૧૯૭.

૬૦—યજશને, હા ૩૫, ફ્રકરો ૪ ; મીલ્સ : બધા લઘભઘ મળતા,
જુવો કલમ ૧૬૬.

૬૧—ગીસ્તાસ્પ યસ્ત, ફ્રકરો ૪૧ ; ડારમેસ્ટેટે : હારલે મળતો.
જુવો કલમ ૧૬૫.

૬૨—અવસ્તાનો એક બચી રહેલો ટુકડો ; ડારમેસ્ટેટેનો યશ્તોનો તરજુમો, પાંનું ૩૨૨, ૯ મી ફુટનોટ.

૬૩—અહુનવદ ગાથા, યજશને, હા ૩૩, ફ્રકરો ૪ ; હારલે : બધા મળતા.
જુવો કલમ ૧૭૬

૬૪.—ગોસ્પંદોને **કઉવત**[1] [આપીએ]!
**ગોસ્પંદોને નમસ્કાર** [કરીએ]!
ગોસ્પંદોને (નેક) **સખુન** (બોલીએ)!
ગોસ્પંદોને **ફ્તેહ ફીરોઝી** ચાહીએ!
ગોસ્પંદોને (સખત થંડી ગરમીમાં) **વસ્ત્ર** (થી ઢાંકીએ)!
ગોસ્પંદોની **ચાકરી** કરીએ!
.........[2]

૬૫.—............ જો કોઇ ગોસ્પંદોની સંભાળ ઉદ્યોગથી કરે તો તે ........ [સુખી થશે.][1]

૬૫. ક—......... ઓ મજ્દ!........................ (હું ચાહું છું કે) સઉ કોઇ (તરફનાં) મારાં કાંમો અશોઇને અનુસરતાં થાય, અને વળી તારી પાસે ભલી બુદ્ધી માંગું છું[1], કે તેથી કરીને
**ગોસ્પંદોનાં રવાંનોંને[3] હું ખુશી કરૂં[2].**

---

૫. માનસ જાતનાં સુખને માટે ગોસ્પંદો આટલી જરૂરનાં છે, તેથી જે કોઇ તેઓને દુ:ખ દે કે દેવાડે, અથવા મારે* કે મરાવે, તે દોજખમાં જાય છે, એવી ખબર અશો જરથોસ્તે આપી છે.

૬૬.— ગાય, ઘોડો .. જેઓ (ખુદરતી રીતે) અશો છે, ને આશીરવાદ દેવાવાળાં છે, (તેઓબી કોઇ કોઇ વાર) **શ્રાપ દેછે.**

૬૭. — ગાય (પોતાના) માલેકને શ્રાપ દે છેઃ– તું વંશ વેલા વગરનો થજે, ને તારી પાછલ ભુંડુ બોલાજો[1]! તું મને ખોરાક[2] આપતો નથી; ને તોપણ 'તું, તારી બઇરી, તારાં છોકરાં, .. ને તારાં સગાંઓ મને ફરી ફરીથી દોહે છે.'[3]

---

૬૪—યજશને, હા ૧૦, ફકરો ૨૦ ; બેહેરાંમ યસ્ત, ફકરો ૬૧. } અસ્પંદીઆરજી : ડારમેસ્ટેટે જુદો ને શક ભરેલો: બીજા લગભગ મળતા.

[1] હારલે, સ્પીગલ, ડારમેસ્ટેટે.

[2] એ ભાગની ૩૭ મી કલમ બની છે.

જુવો કલમ ૧૬૯.

૬૫—અહુનવદ ગાથા. યજશને, હા ૩૩, ફકરો ૩ : હારલે.

[1] બધાઓમાં શબ્દારથ જુદો, પણ ભાવારથ એવો.

જુવો કલમ ૧૬૨.

* To kill.

૬૫. ક—અહુનવદ ગાથા. યજશને, હા ૨૮, ફકરો ૨ ; મીલ્સ :

[1] સ્પીગલ, હારલે, અસ્પંદીઆરજી જુદા જુદા.

[2] અસલ બોલો :—યા ફ્નેઉશાચા ગેઉશાચા ઉરવાનેમ.

[3] [રવાંન એટલે જીવ.]

જુવો કલન ૧૮૪.

૬૬—યજશને, હા ૧૧, ફકરો ૧ ; હારલે : બધા મળતા.

જુવો કલમ ૧૪૯, ૧૭૧.

૬૭—યજશને હા ૧૧, ફકરો ?.

[1] હારલે.

[2] અસ્પંદીઆરજી, સ્પીગલ, કાંગા, મીલ્સ.

[3] અસ્પંદીઆરજી. એ તરજુમો શક ભરેલો, પણ બીજા વધુ શક ભરેલા.

૬૮.—ઘોડો પોતાના સ્વારને શ્રાપ દે છેઃ—તું કદી ગાડી ઘોડે બેસનાર થતો રખે! ... ... ... .... તું મને કઉવત આપવાની કોશેસ કરતો નથી!

૬૯.—[બુરા લોકો ગોસ્પંદોને પુરતો ઘાસચારો આપતા નથી. તેઓ દોજખમાં જશે.]

૭૦.—આ પાપી માનસોમાં .. જમશેદ જાણીતો હતો, . જે ..... માંસ[1] ... ખાતો હતો. પણ અરે અહુરમજ્દ! તારી વીવેકી નજરમાં (એવાઓ)થી હું (અલગ) છું.

૭૧.—એ વૃદ્ધી કરનારાં પશુ, તુંને નમસ્કાર! ... ... ... ... ... ... ... ... ... ... ... ... .......[1] [તું, કે] જેને પાપી[2], આશમોગ, નાપાક, બુરો[3], ને ઘાત કરનારો[4] માનસ મારે[5] છે.

૭૨.—.... ગોસ્પંદોને મારવામાં (એટલે કાપી ખાવામાં) ખુશી ભરેલી જીંદગી [ છે, એવું ] જેઓ કહે છે, તેઓને તું અહુરમજ્દે મારવા કહેલું છે.

૭૩.—બધી જાતનો ને દરેક જાતનો ગુનાહ ... ... ... ... ... ... ... ... જે મારાથી ગાય ગોસ્પંદો તથા ગોસ્પંદોની જુદી જુદી જાતો સાથે થયો હોય તો (તે..) થી હું પશેમાન .. થાઉં છું.

---

૬૮—યજશને, હા ૧૧, ફકરો ૨ ; હારલે : બધા મળતા.

૬૯—વોહુક્ષથર ગાથા. યજશને, હા ૫૧ (૫૦), ફકરો ૧૪ ; ટુંકી મતલબ : બધા મળતા.
  જુવો કલમ ૧૬૮.

૭૦—અહુનવદ ગાથા. યજશને, હા ૩૨, ફકરો ૮ : મીલ્સ : હારલે, સ્પીગલ મળતા: અસ્પંદીઆરજી ને ફરાંમજી જુદા ને શક ભરેલા.
  [1] હારલે, સ્પીગલ, અસ્પંદીઆરજી.
  ગાયનું માંસ—મીલ્સ.
  ગુનેહગારોને તોડવાને માટે અહુરમજ્દે જમશેદને કહીઉં કે, માંસ ઘણું ઘણું નહીં પણ થોડું થોડું ખાવાને આદમીઓને કહે.—ફરાંમજી, અસ્પંદીઆરજી.
  જુવો કલમ ૧૩૯, ૧૧૭, ૨૨૨.

૭૧—વંદીદાદ, ફરગરદ ૨૧, ફકરો ૧ ; એ તરજુમો શક ભરેલો, પણ બીજા વધુ શક ભરેલા.
  [1] એ ભાગની ૩૮મી કલમ બની છે,
  [2] કાંગા.
  [3] હારલે.
  [4] ફરામજી.
  [5] બધા મળતા.
  જુવો કલમ ૧૫૦.

૭૨—અહુનવદ ગાથા. યજશને, હા ૩૨, ફકરો ૧૨ ; અસ્પંદીઆરજી પ્રમાણે લઘભઘ: બધા લઘભઘ મળતા.
  જુવો કલમ ૧૩૯, ૧૭૫.

૭૩—પતેત પશેમાની. ફકરો ૧૧ ; કાંગા ; સ્પીગલ મળતો.
  એ અવસ્તા નથી.

૬. જે જે કામો કરવાને માટે અશો જરથોસ્તે આ દુનીઆંમાં જનમ લીધો હતો, તેઓમાં એક આ હતું, કે ગોસ્પંદોની ઉપર પડતા જુલમોને અટકાવવા. તેથી, જે કોઇ ગોસ્પંદોને દુ:ખ દે કે દેવાડે, અથવા મારે કે મરાવે, તે જરથોસ્તી દીનનો નાશ કરનાર ગણાય છે.

૭૪.—[અહુરમજદની][1] તરફ ગોસ્પંદોનાં રવાંનોએ પોકાર કીધો :— હમને શા વાસ્તે સરજાવ્યાં છે ... ? તે હેશમની ખશલતનાઓ હમને ગુસ્સાથી મારે છે, રેંહસે છે, ખરાબ કરે છે, લુટે છે, ચોરે છે—એવો જુલમ કરે છે ! તમો શિવાય હમારી પરવરશી કરનાર કોઈ નથી ! જેવી નેકી હમને ઘટે છે, તેવી નેકીથી હમારી પરવરશી થવી જોઇએ !

૭૫.—એ ઉપરથી ... અહુરમજ્દે અરદીબેહેસ્ત અમશાસ્પંદને પુછયું:—ગોસ્પંદોનો વાલી તેં કોણને ઠરાવ્યો છે ? ............ ............[1] કોણ સરદાર તમે તેઓને આપવા ચાહો છો, કે જે બુરાઓ સામે તેઓની પોતાની જાસ્તી પાછી ફેરવે[2] ?

૭૬.—અરદીબેહેસ્તે જવાબ દીધો:— ... ... એવો સરદાર (મને મળતો) નથી ............................................................ ......[1]

૭૭.—( ગોસ્પંદોનાં રવાંનો બોલ્યાં ):— ............[1] દીનનાં ફરમાન મુજબ ભોગવટો કરનારાઓને માટે [ માંસ નહીં, પણ] દુધ[2] તેં પેદા કીધું છે—એ હેવાલ માનસ જાત આગળ જાહેર કરી શકે એવાં ભલાં મનનો કોઇ માનસ તારી પાસે છે ?

૭૮.—(અહુરમજદ બોલ્યો ):— મારી પાસે આ .. અશો જરથોસ્ત છે. એણે એકલાએજ હમારાં ફરમાનો સાંભળ્યાં છે. હમારાં બુલંદ ને મેહેરબાની ભરેલાં · કામો ........ તે જાહેર કરવા ચાહે છે[1]. માટે તેને હું બોલવામાં ચાળાક કરીશ[2].

---

૭૪—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૧ :
તરજુમો લધભધ અસ્પંદીઆરજી પ્રમાણે : એ શક ભરેલો, પણ બીજા વધુ શક ભરેલા.
[1] ભાવારથ.
જુવો કલમ ૧૮૪.

૭૫—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૨ ; મીલ્સ : એ તરજુમો શક ભરેલો, પણ બીજા વધુ શક ભરેલા.
[1] બધા સમજતા દેખાતા નથી.
[2] હારલે.
જુવો કલમ ૧૫૦, ૧૫૧.

૭૬—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૩ ; મીલ્સ.
[1] બધા સમજતા દેખાતા નથી. અને તેથીજ ફકરા ૪, ૫. ૬, છોડી દીધા છે.
જુવો કલમ ૧૫૦, ૧૫૧.

૭૭—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૭ ; હારલે : એ તરજુમો શક ભરેલો પણ બીજા વધુ શક ભરેલા.
[1] બધા સમજતા દેખાતા નથી.
[2] હારલે, સ્પીગલ.
ખોરાક—અસ્પંદીઆરજી.
તેં ગોસ્પંદો પેદા કીધાં તે અંદાજસર કાપી ખાવાને.—ફરાંમજી વગેરે બધા દસ્તુરો.
જુવો કલમ ૧૧૬.

૭૮—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૮.
[1] મીલ્સ પ્રમાણે.
[2] સ્પીગલ, હારલે પ્રમાણે.
એ તરજુમો શક ભરેલો, પણ બીજા વધુ શક ભરેલા.

૭૯.—પછી ગોસ્પંદોનાં રવાંનો રડીને બોલ્યાં:—(હમારાં નસીબ ફુટેલાં !) હમારાં દુખ દફે કરવાને હમને એક એવો સરદાર મળ્યો, કે જેનું ચાહેલું થવાનું નહીં ! નબળા ને કંઈ નહીં કરી શકે એવા એક માનસનો અવાજ હમને મદદે મળ્યો ! જે ચાહે તે કરી શકે, એવા કોઈ બળવાન માનસને હમે તો ઈચ્છતાં હતાં !

. . . . . . .

૮૦.—ભલી ને વૃદ્ધી કરનારી **પવિત્રાઇને હું પસંદ કરૂં છું.** ...**તેથી ગોસ્પંદોની ઉપરના બધા જોર જુલમોને** તથા **લુટફાટને** ........ **હું પોકાર મારીને ધિક્કારૂં છું.**

૮૧.—**અરે આ માનસ મારાં મતોનો નાશ કરશે !** ... .. ........ **[એ] જાહેર કરે છે કે ગોસ્પંદો ... ઘણાં નજીવાં છે.** ... ... ... ...

---

૭. આ પ્રમાણે, ચોથાંથી છઠાં અનુમાનો ઉપરથી, ટુંકમાં એવું પુરવાર થાય છે કે:—
બધાં જાનવરોમાં, ગોસ્પંદોને તો આપણા પોતાના જીવની સાફ્ક સુખ આપવાને, અશો જરથોસ્તે આપણને ફરમાવ્યું છે.

---

૭૯—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૯ ; મીલ્સ : અસ્પંદીઆરજી જુદા ને શક ભરેલા : બીજા મળતા.

૮૦—દીનનો કલમો. યજશને, હા ૧૨, ફકરો ૨ ; મીલ્સ : બીજાઓ જુદી રીતે : એ તરજુમો શક ભરેલો.
જુવો કલમ ૧૭૨.

૮૧—અહુનવદ ગાથા. યજશને, હા ૩૨, ફકરો ૧૦ : મીલ્સ : સ્પીગલ મળતા : અસ્પંદીઆરજી, હારલે જુદા ને શક ભરેલા.
જુવો કલમ ૧૫૦, ૧૯૬.

## પ્રકરણ ૩ જું.

# સિધ્ધાંત ત્રીજો:—ધર્મની કોઈ બી ક્રિયામાં માંસ ઈંડાં વાપરવાને અશો જરથોસ્તે ફરમાવ્યું નથી.



૧. યજ્ઞ* એટલે આરાધના: પણ માંસ વગરની આરાધના — એવો ભાવારથ.†

૮૨.—....ગનામીનોએ પુછયું:—**મારી પેદાએશને** તું કીયા કલામથી **મારશે**, કીયા કલામથી **દુર**[2] **કરશે**, ને કીયાં હથીઆરથી? • જરથોસ્તે જવાબ દીધો:—અહુરમજદના કલામ [**માંથ વાંણી**]**થી** તથા **હાવનીમ, તસ્તા, ને હોમથી.** મારાં હથીઆરો એવાં ઉત્તમ છે.......સપેનામીનોએ .... હદ વિનાના વખતમાં • તેઓને બનાવ્યાં હતાં; [અને] .... અમશાસ્પંદોએ ફેલાવ્યાં[2] હતાં.

૮૩.—સપેનામીનોનાં, નર તથા નારી જાતીનાં, બધાં **અશો પ્રાંણીઓને માટે** (આ યજ્ઞ) હું જાહેર કરૂં છું ને સંપૂર્ણ કરીશ.

૮૪.—મીનોઇ જેહાંનમાં વસનારાં, **હાડમંદ જેહાંનમાં વસનારાં, પાણીમાં રેહનારાં, જમીનપર વસનારાં, ઉડનારાં, જંગલમાં છુટાં ફરનારાં, ખરીવાળાં, [વગેરે] બધાં પ્રાંણીઓના નેગેહબાન ફરેસ્તાઓ .......ને માટે** ( આ **યજ્ઞ** ) હું જાહેર કરૂં છું, ને પુરો કરીશ.

૮૫.—ગોસ્પંદોની સંભાળ લેનારા ફરેસ્તાઓમાં અહુરમજદને.......હમે પેહેલો આરાધીએ[1] છીએ.

---

* પાંચ તાયની ખુબ, સાત તાયની ખુબ, બાવીસ તાયની ખુબ, બાજ ધરણું, યજશને, રપીથવન, અને વંદીદાદ—એ બધી ક્રિયાઓને અથવા એમાંની કોઈ એકને યજ્ઞના સામાન્ય નામથી આ ચોપડીમાં ઓળખાવવામાં આવી છે.

† શબ્દના અરથો બે જાતમાં વેહેંચાઈ જાય છે. શબ્દ પેદા થતી વેળાએ તેનો જે અરથ હોય, તે અરથ એક જાતનો. શબ્દ જેમ જેમ ઘણી મુદતનો થતો જાય, તેમ તેમ લોકો તેને તરેહવાર અરથો લાગુ પાડતાં જાય. એ તરેહવાર અરથો તે બીજી જાતના. પેહલી જાતના અરથને મૂળ અરથ (The primary meaning) કેહ છે. બીજી જાતના હર કોઈ અરથને ભાવારથ (A secondary meaning) કેહ છે.

મૂળ અરથ ને ભાવારથ વચ્ચે, ઘણી વેળાએ, આસ્માન ને જમીન જેટલો તફાવત હોય છે.

૮૨—વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરા ૮, ૯; હારલે પ્રમાણે લઘભઘ: બધા લઘભઘ મળતા.

[1] ફરામજી, ડારમેસ્ટેટે.

[2] કાંગા.

જુવો કલમ ૨૦૧.

૮૩—યજશને, હા ૧, ફકરો ૧૬; મીલ્સ: બધા લઘભઘ મળતા.

૮૪—વીસ્પરદ, કરદો ૧, ફકરો ૧; વીસ્પરદ, કરદો ૨, ફકરો ૧; મીલ્સ પ્રમાણે લઘભઘ: બધા મળતા.

૮૫—યજશને, હા ૩૭, ફકરો ૨; મીલ્સ: સ્પીગલ, હારલે લઘભઘ મળતા: અસ્પંદીઆરજી: કાંગા શક ભરેલા.

[1] અસલ બોલ:—યજમઈદે.

જુવો કલમ ૧૭૮.

૮૬.—ઓ અહુરમજદ ! તમારા **યજ્ઞ** તથા ન્યાએશ વીશે **અને ગોસ્પંદોની પરવરશી** વીશે હમે ઘણી યાદ રાખશું.

૮૭.—... ...**તમામ જાતનાં ગોસ્પંદોને[1] માટે હું યજ્ઞ કરૂં, ન્યાએશ કરૂં, ખશનુમન ભણું, ને આફરીન ભણું !**

૮૮.—**ગોસ્પંદોનાં શરીરો** તથા · રવાંનોને **'માટે (આ યજ્ઞ)** હું જાહેર કરૂં છું, ને પુરો કરીશ.'[1]

૮૯.—**ગોસ્પંદોનાં શરીરોને** તથા · રવાંનોને **આ યજ્ઞ[1]માં હું વખાણું[2] છું.**

૯૦.—આ જોથ્ર અને બરસમ વડે ફાયદાઓ આપનારાં ગોસ્પંદોનાં રવાંનોને આ યજ્ઞમાં હું વખાણું છું.

૯૧.—**ગોસ્પંદોનાં શરીરો** તથા · રવાંનોને **માટે યજ્ઞ** કરવાને, ન્યાએશ કરવાને, ખશનુમન ભણવાને, તથા આફરીન ભણવાને **( મીઅજ્દ, ગાઉશ હુધાઉ, વગેરે આ ભેટો )[1]** હમે જાહેર કરીએ છીએ ને અર્પણ કરીએ છીએ.

---

૮૬—યજશને, હા ૩૫, ફકરો ૭; મીલ્સ : બધા લઘભઘ મળતા.
જુવો કલમ ૧૭૩.

૮૭—માહા ન્યાએશની શરૂઆત, શીરોજા યસ્ત, પેહેલો ભાગ, ફકરો ૧૨ ;
[1] અસલ બોલો :—... ... ગેઉશચ પોઉરૂ સરેધઇયાઉ . યશ્નાઇચ વહમાઇચ ક્ષ્નોથરાઇચ ફ્રસસતઇચેચ.
જુવો કલમ ૧૭૪, ૨૧૬.

૮૮—યજશને, હા ૧, ફકરો ૨, ફકરો ૧૧ ;
[1] મીલ્સ.
અસલ બોલો :—નીવએધઇએમી હંકારઇએમી ગેઉશ તશ્ને ગેઉશ ઉરૂને.
જુવો કલમ ૧૮૬,

૮૯—યજશને. હા ૩, ફકરો ૧૩; હા ૨૨, ફકરો ૧૧ ;
અસ્પંદીઆરજીની યજશને બા માયની, પાનાં ૩૯, ૧૪૪.
[1] અસ્પંદીઆરજી : હારલે લઘભઘ મળતો.
[2] હારલે : અસ્પંદીઆરજી લઘભઘ મળતા : બીજાઓ જુદા ને શક ભરેલા.
અસલ બોલો :—આઇએસે યશ્તી ગેઉશ તશ્ને ગેઉશ ઉરૂને.
જુવો કલમ ૧૮૬.

૯૦—યજશને, હા ૨, ફકરો ૧૧.
અસ્પંદીઆરજીનું પાનું ૨૯.
અસલ બોલો :—અહમીય જોથરે બરેસ્મનચ ગેઉશ હુધાંઉઘો ઉરવાનેમ આઇએસે યેશ્તી.
તરજુમો ૮૯ મી કલમ પ્રમાણે.
જુવો કલમ ૧૮૭.

૯૧—યજશને, હા ૪, ફકરો ૧૬; હા ૨૪. ફકરો ૨૧ ;
અસ્પંદીઆરજીનાં પાનાં ૫૦, ૧૫૩.
અસલ બોલો :—આત દીશ આવેધઇયમહી ગેઉશ તશ્ને ગેઉશ ઉરૂને યશ્નાઇચ વહમાઇચ ક્ષ્નોથરાઇચ ફ્રસસતઇચેચ.
[1] જે ચોથા હાના પેહલા ફકરામાં જણાવેલી છે તે. "દીશ" શબ્દ ઉપર કાંગાની ફુટનોટ જુવો.
જુવો કલમ ૧૮૬.

૯૨.—(મીઅજ્દ, ગાઉશ હુધાઉ, ગાંમ જીવાંમ વગેરે આ ભેટો)[1] ગોસ્પંદોનાં શરીરો તથા રવાંનોને હું પવિત્રાઇથી અર્પણ[2] કરૂં છું.

૯૩.—ફાયદાઓ આપનારાં ગોસ્પંદોનાં રવાંનોને હમે આરાધીએ[1] છીએ.

૯૪.—[1]ઘાસચારાથી ભરપુર રેહતા મુકામને માટે, ફાયદાઓ આપનારાં ગોસ્પંદોના ઘાસચારાને માટે, તથા ગોસ્પંદોને ઉધારનાર અશો નરને માટે (આ યજ્ઞ) હું જાહેર કરૂં છું ને પુરો કરીશ.

[2]આ જોથ્ર અને બરસમ વડે આ યજ્ઞમાં તેઓને[3] હું ચાહું છું.

૯૫.—જ્યારે ... અહુરમજદને માટે તથા જરથોસ્તને માટે હોમ છુંદવામાં આવે છે, ત્યારે ગોસ્પંદોની તથા માનસોની વૃદ્ધી થાય છે.

૯૬.—કવીઓને લગતો લુટારો ......... આ · ભયંકર ભુલ કરે છે કે ....... મોહત દુર કરવાને માટે તેમને જે કોઈ કબુલાત આપે તેને માટે ગોસ્પંદોનો ભોગ આપવો.[1]

---

૯૨—યજશને હા ૭, ફકરો ૧૩ }
હા ૬૬ (૬૫), ફકરો ૩૧ } ;
અસ્પંદીઆરજીનાં પાનાં ૬૮, ૩૦૯,
અસલ બોલો :—અશય દધાંમી ગેઉશ તશ્ને ગેઉશ ઉર્ને.

[1] સાતમા હાના પેહેલા ફકરામાં જણાવેલી.
[2] કાંગા.
કલમ ૧૮૬.

૯૩— યજશને હા ૬, ફકરો ૧૦
હા ૧૬, ફકરો ૪
હા ૧૭, ફકરો ૧૦
હા ૨૬, ફકરો ૪
હા ૬૯, ફકરો ૧૦
શીરોજા યશ્ત, બીજો ભાગ, ફકરો ૧૪ } ;
અસલ બોલો :—ગેઉશ હુધાઉંઘો ઉરવાનેમ યજમઇદે.[1]

[1] આરાધવું—અસ્પંદીઆરજી.
વખાણવું—હારલે, સ્પીગલ.
યાદ કરવું—કાંગા.
ભોગ આપવાની ક્રિયામાં પુજા કરવી—મીલ્સ.
ગાય ગોસ્પંદનો ભોગ આપવો—ડારમેસ્ટેટે.
જુવો કલમ ૧૩૬, ૧૮૭.

૯૪—[1] વીસ્પરદ, કરદો ૧, ફકરો ૯; મીલ્સ પ્રમાણે લખભગ: બીજા લખભગ મળતા.
[2] વીસ્પરદ, કરદો ૨, ફકરો ૧૧; કેકોબાદજી: બીજા લખભગ મળતા.
[3] ટુંકી મતલબ.
જુવો કલમ ૧૬૪.

૯૫—વીસ્પરદ કરદો ૧૨ (૧૪), ફકરો ૧; કાંગા પ્રમાણે લખભગ: બીજા મળતા.
જુવો કલમ ૨૦૦. ક.

૯૬—અહુનવદ ગાથા. યજશને, હા ૩૨, ફકરો ૧૪: હારલે: એ તરજુમો શક ભરેલો, પણ બીજા વધુ શક ભરેલા.

[1] અસલ બોલો :—ગેઉશ જેદીઆ.
જુવો કલમ ૧૭૫.

૨. યજાય, યજમઇદે, વગેરે એટલે આરાધવું: પણ માંસ વગર આરાધવું, —— એવો ભાવારથ.

૯૭.—આવાં ઈજદને ખુદા વહ્નનવાજે **આરાધી**[1], કે જયારે ફરેદુને તેને ગીધ પક્ષીને આકારે **હવામાં** ઉડાવી દીધો.

પોતાને ઘેરે પોંહચવાને ત્રણ દીવસ ને રાત સુધી તે ઉડ્યા કીધો, પણ **નીચે ઉતરી શકયો નહીં**. ત્યારે ત્રીજી રાતની આખરે, બામદાદની વેળાએ, તેણે આવાં ઈજદને **આરાધી**[2].

૯૮.—જરથોસ્તે પુછ્યું:- .........તારી પેદાએશને કેવા યજ્ઞ[1]વડે હું આરાધું[2] ?

અહુરમજ્દે જવાબ દીધો:- [જેમાંથી બરસમ લેવાય તે] ઝાડ પાસે જા. .........અને આ કલામ ભણ:—'અહુરમજ્દનાં પેદા કીધેલાં ઓ ભલાં પવિત્ર ઝાડ, તુંને નમસ્કાર ! પવિત્રાઈ સઉથી મોટો ફાયદો છે; કેમજે પવિત્ર માનસજ સુખી થાય છે !'

પછી તું બીલ્લસ જેટલી લાંબી ને જવ જેટલી પોહળી **બરસમ કાપ;** તથા મને, અમશાસ્પંદોને, વગેરેને આરાધતી વેળાએ તેને ડાબા હાથમાં રાખીને જોયા કરજે.

૯૯.—[1]. જરથોસ્તે પુછ્યું:— ................................ ......માંથ્ર વાણીમાં કીયું ભણતર [સઉથી સરસ છે?][5]

[2] અહુરમજ્દે જવાબ દીધો:- .................... **ઉભરાતા રસ., આતસ., બરસમ., મીઠી ખીર[6]., ઘીનાં ગગરતાં વરંગ., અને ઓરૂઅરોના મવાદની તરફ** હું અહુરમજ્દને તથા મારા બીજા દોસ્તોને તું **બોલાવ** શે ...

[3] તો ........................ગોવાદ ઈજદની સાથે, દામી ઉપમનની સાથે, કયાંની તુરની સાથે, તથા સઓક ઇજદની સાથે તારી મદદે હું આવીશ.

[4] [અને રશનુ ઇજદને માટે બી જો તું એમ કરશે, તો તે બી પોતાના દોસ્તોની સાથે તારી મદદે આવશે.][5]

---

૯૭—આવાં યસ્ત, ફકરા ૬૧, ૬૨ : બધા લઘભઘ મળતા.

તામ યજત[1]=ઓપ જબીઅદ.[2]

જુવો કલમ ૨૧૪.

૯૮—વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરા ૧૭, ૧૮, ૧૯ ⎫
વીસ્તાસ્પ યસ્ત, ફકરા ૨૧, ૨૨, ૨૩ ⎬; ટુંકી મતલબ : બધા લઘભઘ મળતા.
રામ યસ્ત. ફકરા ૫૪, ૫૫, ૫૬ ⎭

અસલ બોલો :—કન યશન[1] યજાને[2] ?

જુવો કલમ ૨૧૫.

૯૯—રશનુ યસ્ન : તરજુમો એરચજી પ્રમાણે લઘભઘ.

[1] ફકરો ૧.
[2] ફકરો ૩, કે જે આ યસ્તમાં ૬૩ વાર ફરી ફરીથી આવે છે.
[3] ફકરો ૪.
[4] ફકરા ૫, ૬.
[5] ટુંકી મતલબ.
[6] અસલ બોલો :—અવી પૈરેનાંમ વીધઝારઈએઈનતીમ.

મીઠી ખીર—ફરામજી, વંદીદાદ ફરગરદ ૧૯, ફકરા ૪૦ માં.
Full boiling milk or possibly waters—ડારમેસ્ટેટ.
ઉકળતું દુધ—કાંગા.
Over flowing fulness—સ્પીગલ.
પુશકળ વેહેતી ભેટો—હારલે.
વેહતી પુરણતા—એરચજી.

૧૦૦.—ગોવાદ ઇજદને પેદા કરનાર અહુરમજદે[૩]... ... ... ... ...
**બરસમ અને મીઠી ખીર[૧] વડે આરાધયો[૨].**

---

૧૦૦—રામ યસ્ત, ફકરો ૨.

[૧] ૯૯ મી કલમની ૬ ઠી ફુટનોટ જુવો.

૨ અસલ બોલ:—યજત.

૩ A [અહુરમજદ જગતને બનાવે છે ને નીભાવે છે; આહરેમન તેને બગાડે છે ને મારે છે—એવું જરથોસ્ત કહે છે: એમ પેહલવી તરજુમો કરનારાઓથી તે અસ્પંદીઆરજી ફરાંમજી રબાડી સુધીના બધા દસ્તુરોનું તથા ડારમેસ્ટેટે ને મીલ્સનું મત છે.

એ મતને ટેકો આપનારાં અનુમાનો:—

[૧] ક. દરેક જીવમાં ને નીરજીવ ચીજમાં ફરવશી છે, તેમજ અહુરમજદમાં પોતામાં પણ છે; તેથી દરેક ચીજની માફક અહુરમજદનો બાંધો મિશ્ર (compound snbstance) હોવો જોઈએ. જે મિશ્ર વસ્તુ હોય, તેનો અંત હોય. તેટલા માટે અહુરમજદની હસ્તી અંતવાંન હોવી જોઈએ—જગતના મહા પ્રળયની વેળાએ ખલાસ થવી જોઈએ. અહુરમજદ એક અંતવાંન હસ્તી એમ ઠરી, તેટલામાટે અહુરમજદની પેલીમેર અનંત હસ્તી હોવી જોઈએ.

ખ. ફરવશીઓ અહુરમજદની પેદા કીધેલી કોઈ પણ ઠેકાણે જણાવી નથી. તેથી તથા ઉપલા સબબથી તેની પેલી મેરથી તેઓ આવવી જોઈએ. તેટલા માટે અહુરમજદની પેલીમેર કંઈ હસ્તી હોવી જોઈએ.

ગ. વંદીદાદના પોતે કીધેલા તરજુમાના દીબાચામાં ડારમેસ્ટેટે જણાવે છે, કે અસલી જરથોસ્તી ધરમગુરૂઓનું મત હતું કે, જેમાંથી અહુરમજદ અને આહરેમન બંધે નીકળ્યા, એવી અહુરમજદની પેલીમેર અનંત હસ્તી છે.

૨ અહુરમજદની પેલીમેર અનંત હસ્તી હોય, તેથી અહુરમજદ અંતવાંન હસ્તી હોય. અંતવાંન હસ્તી તરીકે તેનું જ્ઞાન અને બળ અંતવાંન હોય. તેનું બળ અંતવાંન હોય, તેથી અમશાસ્પંદો જેવા તેના હમશરીક અને આહરેમન જેવા હરીફ હોય.

ઉપર કહેલી અનંત હસ્તીનું નામ અવસ્તાના હાલના પુસ્તકોમાંથી કોઈએ પાકે પાયે શોધી કાહાડયું નથી. એનું થોડું એક, જરથોસ્તીઓને જાણવા લાયક વરણન The Secret Doctrineનાં પેહલાં પુસ્તકમાં આપવામાં આવેલું છે.

એ અનંત હસ્તીનો દરજજો એટલો ઉંચો કેહવાય છે કે આ જગતની હસ્તી તેના ભાન (consciousness) સુધી પોંહચી શક્તી કેહવાતી નથી. જગતની હસ્તીનું ભાન રાખવું, એ તેના દરજજાને માટે ઘણું નીચું હોય, તો પછી માનસની બંદગીનું ભાન રાખવું, એ તો ઘણુંજ ઘણું નીચું હોય,

☞ માનસની બંદગી તેને પોંહચવાને એ પ્રમાણે અશક્ત હોય, તથી તેનાથી ઉતરતા દરજજાઓની હસ્તીઓની, એટલે કે અહુરમજદ વગેરે અમશાસ્પંદોની તથા ઇજદોની, બંદગી માનસે કરવી, એવું ઠરાવેલું હોય.

☞ તે અનંત હસ્તીને માનસની સાધારણ બંદગી પોંહચે નહીં, તો પણ તેને પોંહચવાને, માનસ પાસે એક બીજો રસ્તો છે એવું કેહેવાય છે. [redacted].

**૧૦૧.** — ....વાજીસ્ત આતસને ઇજો[1]. તેની આગળ રાંધેલો ખોરાક ને મીઠી ખીર[2]ની ભેટ લઈ જાઓ.

**૧૦૨.**—ઓ આવાં ઈજદ **આ યજ્ઞને બળે**, આ આમંત્રણને બળે, તારાઓમાંથી ઉતરીને, અહુરમજદની પેદા કીધેલી પૃથ્વી તરફ આવ! હું ક્રિયા કરનાર તરફ આવ! **આ મીઠી ખીર[1] તરફ આવ!**

---

૩. ગાંમ જીવાંમ એટલે દુધ સાથે ભેળેલું પાંણી—એવો ભાવારથ.

**૧૦૩.**—[કલમ ૧૦૫. ક, થી ૧૦૫. ચ. સુધીમાં કેહલા અવસ્તાના ફકરા તથા તેઓ ઉપરથી ઉપજતા નૈયાઇક (logical) નિયમો જુવો.

એ ૭ કારણોને લીધે જીવાંમ અથવા **ગાંમ જીવાંમનો અર્થ માંસ હોય નહીં.**]

**૧૦૪.**—[તે ઉદ્ર નામનાં પ્રાંણીને મારનાર મરદે] દીનની સરત મુજબ ને પોતાનાં રવાંનની તોજેશ દાખલ અથોરનાનને (કામ આવતાં) તમામ હથીઆરો અથોરનાંનને પુરાં પાડવાં [જોઇએ]:—જેવાં કે (બરસમ કાપવાની) છરી, **જીવાંમનું[1] ફુલીઉં**, પદાંન [ઇત્યાદી].

---

B પણ ખ્રીસ્તી પાદરીઓના એક હુમલાને સીધી રીતે હઠાવતાં નહીં આવડવાથી, રાહનુમાય સભા અને ચાલુ જમાનાના અવસ્તાના ઘણા ખરા અભ્યાસીઓએ જુદું મત ચલાવ્યું. તેઓએ ઉપર જણાવેલી અનંત હસ્તીની જગાએ અહુરમજદને મુકયો; અને અહુરમજદમાંથી સપેનામીનો અને ગનામીનોને નીકળેલા જણાવ્યા.

એ મતને ખોટું દેખાડનારાં અનુમાનો :—

1 જરથોસ્તી દીનમાં ચાર જાતની બંદગીઓ છે :—યજ્ઞ, ન્યાએશ, ખશનુમન, તથા આફરીન. જુવો કલમ ૮૭, ૧૦૫, ૧૦૯.

સપેનામીનો જેવી કોઇ હસ્તી હતે તો, તેના નામનો યજ્ઞ કરવાની ગોઠવણ ધરમ પુસ્તકોમાં કીધેલી હતે : તેના નામની ન્યાએશ હતે: તેના નામની ખશનુમન હતે : તેના નામની આફરીન હતે. પણ તેવું કંઇ નથી.

2 જો સપેનામીનો જેવી કોઇ હસ્તી હતે, તો તેને એક અમશાસ્પંદ ગણીને, અમશાસ્પંદોની હારમાં મુકયો હતે, પણ તેવું કંઇ નથી.

3 જો સપેનામીનો જેવી કોઇ હસ્તી હતે તો તીસ રોજમાંના એક રોજને તેનું નામ જરૂર આપ્યું હતે. પણ તેવું કંઇ નથી.

એ ત્રણ સબબોને લીધે એવું અનુમાન થાય છે કે સપેનામીનોનાં નામની, અહુરમજદથી જુદી, કોઈ હસ્તી નહીં હોય; પણ સપેનામીનો તે અહુરમજદનું માત્ર બીજું નામ હોય.

C પણ અહુરમજદને આહરેમનના હરીફ જેવા ઉતરતા દરજા ઉપરથી ખસાડી લેવા જતાં, ગાથાના કેટલાક ફકરાઓને જુદી રીતે સમજાવવાની, બાકીના અવસ્તાનો લગભગ બધો ભાગ જરથોસ્તની પછી બનેલો જાહેર કરીને રદ કરવાની, તથા અહુરમજદની સાથે કામ કરનારા ઇજદો તથા અમશાસ્પંદોની હસ્તી અને બંદગી નામુકર જવાની, રાહનુમાય સભાને તથા ચાલુ જમાનાના અવસ્તાના ઘણા ખરા અભ્યાસીઓને, જરૂર લાગી છે. ૧૩૭ મી કલમની ફુટનોટની નીચે આવેલી † વાળી ફુટનોટ જુવો.]

૧૦૧—વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરો ૪૦ : ફરાંમજી.
[1] અસલ બોલ :—ફ્રાયજશ.
[2] ૯૯ મી કલમની છઠી ફુટનોટ જુવો.
જુવો કલમ, ૧૨૪, ૨૩૭.

૧૦૨—આવાં યસ્ત, ફકરો ૧૩૨; ડારમેસ્ટેટે.
[1] ૯૯ મી કલમની છઠી ફુટનોટ જુવો.

૧૦૪—વંદીદાદ, ફરગરદ ૧૪, ફકરો ૮ ; હાગ્ગે.
[1] બધા મળતા.
જુવો કલમ ૨૦૨.

૧૦૫.—**જીવાંમ** બનાવવાની રીતઃ— ગાય બકરાંઓનું ટોળું[1] જ્યાં ઉભું હોય ત્યાં 'ખુબ વાળો' એક મોબેદ જાય. આસપાસનાં માનસોને ૪૫ થી ૯૦ કદમ દુર કરે. ગાય બકરાંઓમાંનાં એકને ધરીને એવી રીતે ઉભું રાખે, કે તેનું મોહડું પુર્વે દીશાએ રહે. અને પછી તેના આંચળ ધોઈને સાફ કરે. પછી બીજો 'ખુબ વાળો' મોબેદ 'પાવ કીધેલાં' પાણીનો કળસીઓ ડાબે હાથે ધરીને, તે ગોસ્પંદની ડાબી બાજુએ આવીને, દક્ષીણ દીશા તરફ મોહડું કરીને, નીચે પ્રમાણે અવસ્તામાં બોલે :—

"ગોસ્પંદોનાં શરીરોને માટે, ગોસ્પંદોનાં રવાંનોને માટે—તમો[2] ફાયદાઓનાં આપનારાં ગોસ્પંદોનાં રવાંનોને માટે હું, યજ્ઞ કરૂં, ન્યાએશ કરૂં, ખશનુમન ભણું, ને આફ્રીન ભણું! અત્યંત ચોખાં[3] મનથી,[4] અત્યંત ચોખાં[5] વચનોથી,[6] ને અત્યંત ચોખાં[7] કામોથી[8] [હું એમ કરૂં!]"

પછી પેલાં ગોસ્પંદની પીઠ પસવારતાં પસવારતાં તે એમ ત્રણ વાર બોલે :—

"[તમારી] તનદરોસ્તીને માટે હજાર ઈલાજો [સદા તઈયાર હોજો]!
[તમારી] તનદરોસ્તીને માટે દશ હજાર ઇલાજો [સદા તઇયાર હોજો]!!"

અને પછી પેલાં દુધ **પાંણી** નો ભેળેલો કળસીઓ લઈને તે 'પાવમેહેલમાં' જાય.

---

૪. ગાઉશ હુધાઉ એટલે ધી—એવો ભાવારથ.

૧૦૫.ક—[જુવો કલમ ૮૨.

જે ક્રિયા આહરેમનની પેદાએશને મારવાને માટે ઉભી કરવામાં આવેલી હોય, તે ક્રિયાને માટે અહુરમજ્દની કોઈ બી પેદાએશને મરાય નહીં.

૧૦૫.ખ—જુવો કલમ ૮૩.

જે ક્રિયા અહુરમજ્દની તમામ પેદાએશની સલામતી ચાહવાને ઉભી કરવામાં આવેલી હોય, તે ક્રિયાને માટે અહુરમજ્દની કોઇ પેદાએશને મરાય નહીં.

૧૦૫.ગ—જુવો કલમ ૩૦.

જે ક્રિયામાં જેઓને આરાધવાનાં હોય, તે ક્રિયાને માટે તેઓમાંનાં કોઇને મરાય નહીં.

૧૦૫.ઘ—જુવો કલમ ૮૪.

જે ક્રિયામાં જે પ્રાંણીઓની નેગેહબાની કરનારા ફરેસ્તાઓને નોતરવાના હોય, તે ક્રિયાને માટે તે પ્રાણીઓમાંનાં કોઇને બી મરાય નહીં.

---

૧૦૫—અસ્પંદીઆરજીની 'યજશને બા માયની,' પાનું ૩૪૪.

૧ અથવા બે ગાય કે બકરી હોય ત્યાં, અથવા એક ગાય કે બકરી હોય ત્યાં.

૨ બે હોય તો એમ બોલે :—ફાયદાઓ આપનારાં તમો બે ગોસ્પંદોનાં રવાંનોને માટે.
એક હોય તો એમ બોલે :— ફાયદાઓ આપનારાં તું ગોસ્પંદનાં રવાંનને માટે.

૩, ૫, ૭. એમ બોલતાં, આંચળમાંથી દુધની એક એક ધાર જમીનપર પાડે.

૪, ૬, ૮. એમ બોલતાં, આંચળમાંથી દુધની એક એક ધાર પોતાના હાથમાંના કળસીઆમાં પાડે.

જુઓ કલમ ૧૭૧.ક.

૧૦૫.ડ.—જુવો કલમ ૮૭, ૮૮, ૮૯, ૯૦.

જે ક્રિયામાં ગોસ્પંદોનાં તનની દરૂસ્તી અને જીવની ખુશાલી ચાહવાની હોય, તે ક્રિયાને માટે કોઈબી ગોસ્પંદને મરાય નહીં.

૧૦૫.ચ—જુવો કલમ ૯૧, ૯૨.

જે ખાણું ખાવાને માટે ગોસ્પંદોને તેડું કરવાનું હોય, તે ખાણું બનાવવાને માટે કોઈબી ગોસ્પંદને મરાય નહીં.

આ છ નૈયાઈક નિયમોને લીધે ગાઉશ હુધાઉનો અર્થ માંસ હોય નહીં.

૧૦૬.—ગાઉશ હુધાઉનો અસલ અર્થ 'ફાયદાઓ આપનારૂં ગોસ્પંદ' અથવા 'બક્ષેસ આપનારૂં ગોસ્પંદ,' એવો છે. એ ઉપકાર જણાવનારા સખુનો છે.

ગોસ્પંદો ઉપર જુલમ ગુજાર્યા વગર માંસ મેળવાય નહીં.

જેનો ઉપકાર મનમાં હોય, તેની ઉપર જુલમ ગુજારી શકાય નહીં અને જેના ઉપકાર વીશેની લાગણી જે વેળાએ ઉભરાતી હોય, તેજ વેળાએ તેની ઉપર જુલમ ગુજારવાનું કામ ચલાવાય——એ તો કેવળ અશક્ય છે.

તેટલા માટે **ગાઉશ હુધાઉનો ભાવાર્થ ગોસ્પંદોનું માંસ હોય નહીં.**

૧૦૭.—'પાંચ તાયની ખૂબ' નામનો યજ્ઞ કર્યા વગર કોઈબી બીજો યજ્ઞ શરૂ થાય નહીં.

'મીનો નાવરની ખુબ'ને નામે ઓળખાતો યજ્ઞ અહુરમજદને માટે કર્યા વગર કોઈબી ફરેસ્તાને માટે યજશને કે વંદીદાદ થાય નહીં.

કોઈ ગુજરે ત્યારે તેને માટે પેહેલા ત્રણ દીવસમાં 'સરોશની ખશનુમન' સાથના ૧૪ થી ૨૨ નાહના મોટા યજ્ઞો કર્યા વગર ચાલેજ નહીં.

એ ત્રણ જાતના યજ્ઞો કદી માંડી વળાયજ નહીં. તેટલા માટે તેઓ સઉથી મોટા દરજ્જાના ગણાય: અને બાકીના બીજા બધા ઉતરતા દરજ્જાના ગણાય.

એ સઉથી મોટા દરજ્જાના યજ્ઞોમાં દરૂન ઉપર માંસ મુકાયજ નહીં: ઘીજ મુકાય: અને એ ઘી,

યજશને, હા ૩, ફકરો ૧,
હા ૩, ફકરો ૨૦,
હા ૪, ફકરો ૧,
હા ૭, ફકરો ૧,
હા ૮, ફકરો ૧,
હા ૨૪, ફકરો ૧,
હા ૨૪, ફકરો ૬ ભણતી વખતે ગાઉશ હુધાઉ ગણાય છે.

**તેટલા માટે બાકીના બીજા બધા ઉતરતા દરજ્જાના યજ્ઞોમાં બી 'ગાઉશ હુધાઉ' તે ઘીજ હોવું જોઇએ.]**

---

૧૦૭—જુવો કલમ ૨૦૯.

૫. મીઅજદ એટલે ખાણું: પણ માંસ વગરનું ખાણું—એવો ભાવારથ.

૧૦૮.—[૧૦૫.ક. થી ૧૦૫.ચ. સુધીમાં કહેલા અવસ્તાના ફકરા તથા તેઓ ઉપરથી ઉપજતા નૈયાઇક નિયમો જુવો.]

૧૦૯.—ઓ **અહુરમજ્દ, તુંને અને અરદીબેહેસ્તને,** હમારી બંદગી સાથે **આ મીઅજદ હમે અર્પણ કરીએ છીએ.** [૭૪થી૭૯ કલમો જુવો.]

**૧૧૦.—હમે ગોસ્પંદોની આબાદી[1] કરશું[2]! હમે જરથોસ્તી મજ્દીયશનાનો મીઅજ્દની ક્રિયા કરવાને વખતે ...... અશો [અહુરમજ્દ]ની તમામ પેદાએશને માટે યજ્ઞ અને ન્યાએશ કરશું, ખશનુમન અને આફરીન ભણશું!**

[એ કારણોને લીધે **મીઅજ્દનો અર્થ માંસ હોય નહીં.**]

૧૧૧.—સર્વે ભલા અને અશો બેહેદીન મરદોને ગરમ **નાન તથા મીઠી ખોર[1] જમાડી** હોય, તેટલું સવાબ, જે કોઇ હમસપેથમેદેમ ગહંબાર ઈજે ને **મીઅજદ કરે,** તેને લાગે.

---

૬. આ પ્રમાણે, ઉપલાં પાંચ અનુમાનો ઉપરથી, ટુંકમાં એવું પુરવાર થાય છે કે:—ધરમની કોઇબી ક્રિયામાં માંસ ઇંડાં વાપરવાને અશો જરથોસ્તે ફરમાવ્યું નથી.

---

૭. માંસ ખાવાની મનાઇ કરનારાં, પણ જેનો કોઇબી તરજુમો ખરો નહીં લાગ્યો, એવાં વાકયો.

**૧૧૨.—તીર યસ્ત, ફકરો ૨.**
**બેહેરાંમ યસ્ત, ફકરો ૫૪.**
**યજશને, હા ૩૧, ફકરા ૯, ૧૦, ૧૫.**
**હા ૪૪ (૪૩), ફકરા ૬, ૨૦.**
**હા ૪૬ (૪૫), ફકરો ૪.**
**હા ૫૦ (૪૯), ફકરા ૧, ૨.**
**હા ૫૧ (૫૦), ફકરો ૫.**
**હા ૫૨ (૫૧), ફકરો ૨.**
**વીસ્પરદ, કરદો ૯ (૧૦), ફકરો ૫.**

---

૧૦૯—અહુનવદ ગાથા. યજશને, હા ૩૪, ફકરો ૩; હારલે: સ્પીગલ, મીલ્સ મળતા: અસ્પંદીઆરજી જુદા ને શક ભરેલા.
જુવો કલમ ૨૧૨.

૧૧૦—વીસ્પરદ, કરદો ૪ (૫), ફકરો ૨; બધા લઘભઘ મળતા.
[1] કાંગા.
રક્ષણ—સ્પીગલ.
confession for—મીલ્સ.
[2] વ્યાકરણ રચના વીશે મતફેર છે.
જુવો કલમ ૧૬૭, ૨૧૦.

૧૧૧—ગહંબારના આફરગાંન સાથે ભેળેલા હાદોખ્ત નુસકના અવસ્તા; અસ્પંદીઆરજીની 'યજશને બા માયની' નું પાનું ૩૫૯: ટુંકી મતલબ.
[1] ભાવારથ.
રોટલી ને દારૂ—સ્પીગલ.
મૂળ અરથ—નક્કર તથા પ્રવાહી ખોરાક.
અસલ બોલો—તરશુચ ક્ષુદ્રચ.

## પ્રકરણ ૪ થું.

## સિધ્ધાંત ચોથો:—માંસ ખાવાને લગતી વાતો ધર્મ પુસ્તકોમાં મળી આવે છે તેનાં બેજ કારણો છે:—

### ખોટા તરજુમા,
### અને
### બીજાઓએ ઘુસાડેલાં વાક્યો.



૧. અવસ્તાનાં કેટલાં-એક વાક્યોમાં માંસ ખાવાની વાતો મળી આવે છે; તે, તેઓના તરજુમા ખોટા થવાને લીધે છે.

૧૧૨.ક.—[કોઇ વાકયનો તરજુમો ધર્મના મૂળ સ્વભાવ (spirit) ની વિરૂધ્ધ હોય, અને વળી તરજુમો કરનારા વિદ્વાંનોમાંના કોઇને બીજાં કોઇ વાજબી કારણોને લીધે તે શક ભરેલો લાગતો હોય, ત્યારે તે ઘણું કરીને ખોટો હોય. ૧૧૩થી ૧૩૮ સુધીની કલમોમાં જણાવેલા તરજુમાઓનાં ખરાપણાં વિશે વિદ્વાંનો શકમંદ છે, અને વળી પેહલાં પ્રકરણની મારજીનમાં ૧૦થી ૧૪માં નંબર સુધીમાં જરથોસ્તી ધર્મનો મૂળ સ્વભાવ જણાવેલો છે, તેની વિરૂધ્ધ તેઓ જાય છે; તેથી એ તરજુમાઓ ખોટા હોવા જોઇએ.]

૧૧૩.—જરથોસ્તી દીન માંસ તથા ઘાસચારાની ભરેલી છે.

૧૧૪.—અશેમની એક બંદગી ... એક અશો મરદની ખશનુદી, સો વખત રાતની આશાએસ, એક હજાર વખત મોટાં ગોસ્પંદોનું ખાણું ખાવા[1], દશ હજાર વખત નાનાં ગોસ્પંદોનું ખાણું ખાવા, [અને] તમામ રવાંનોને અમર્ગ થવા જેટલી કીમતની ને ઉપયોગની છે.

---

૧૧૩—જમીઆદ યસ્ત, ફકરો ૮૯; સ્પીગલ: બધા ઉલટા.
એજ ફકરો ફરવરદીન યસ્તના ૧૦૦ મા ફકરામાં આવે છે: ત્યાં સ્પીગલ પોતેજ ઉલટો તરજુમો કરે છે:—
જરથોસ્તી દીન ગાય તથા ઘાસચારાને ઉધારનારી છે:
જુવો કલમ ૫૫, ૧૮૧.

૧૧૪—હાદોખ્ત નુસક, ફરગરદ ૧, ફકરો ૫; હારલે.

[1] અસલ બોલો:—હજંગરેમ ગેઉશ ખરેતનાંમ.
A thousand flesh meals—સ્પીગલ.
ડારમેસ્ટટે આવી રીતે સમજે છે:—

ઉંઘાવા જતી વેળાએ માત્ર એક અશેમ વોહુ ભણવી, તે અશો માણીઓની સો વાર ખુશાલી ચાહવા બરોબર છે. જન્મ્યા પછી માત્ર એક અશેમ વોહુ ભણવી, તે અશો માણીઓની હજાર વાર ખુશાલી ચાહવા બરોબર છે. હમબીસ્તર થતી વેળાએ માત્ર એક અશેમ વોહુ ભણવી, તે અશો માણીઓની દશ હજાર વાર ખુશાલી ચાહવા બરોબર છે. ગુજરતી વેળા એ માત્ર એક અશેમ વોહુ ભણવી, તે અશો માણીઓની બેસુમાર વાર ખુશાલી ચાહવા બરોબર છે.

જુવો ૩૫ મી કલમની છેલી ફુટનોટ.
જુવો કલમ ૨૨૮.

૧૧૫.—માંસ નહીં ખાનાર કરતાં માંસ ખાનારમાં ભલી મનશની વધારે હોય છે.

૧૧૬.—અહુરમજ્દે ગોસ્પંદોને પેદા કીધાં, તે તેઓને અંદાજાસર કાપી ખાવાને.

૧૧૭.—ગુનેહગારોને તોડવાને વાસ્તે અહુરમજ્દે જમશેદને કહ્યું કે આદમીઓને કહે કે માંસ ઘણું ઘણું ના ખાઓઃ થોડું થોડું ખાઓ.

૧૧૮.—[ જરથોસ્તે દુવા દીધી]:-ઓ .... વિસ્તાસ્પ! તું ........ ......... મજ્દયશનાનોને માંસની ઘણી સખાવત કરનારો થજે!......

૧૧૯—( હમારી નઈયતે ) માંસ તથા કપડાંની સખાવત કરીને .... ... હમને ( અશો ફરોહરોને ) કોણ આવકાર દેશે ?

૧૨૦—જરથોસ્તે અહુરમજ્દને પુછ્યું :-ભોગ આપવાને માટે દશ હમેલદાર ઘોડીઓ તથા એક ઉંટ મને જોઈએ છે. તે મને કોણ આપશે ?

૧૨૧—મજ્દયશનાનોએ તું મેહેર ઈજ્દને નાનાં ગોસ્પંદો, કાળાં ગોસ્પંદો, [તથા] ઉડતાં .... પક્ષીઓનો ભોગ આપવો જોઈએ.

---

૧૧૫—વંદીદાદ, ફરગરદ ૪, ફકરો ૪૮; ડારમેસ્ટેટે ઉપરથી ટુંકી મતલબ: હારલે મળતો: ફરાંમજી, સ્પીગલ, કાંગા ઉલટા.

ગોસ્પંદોને જે કોઇ આશુદા રાખે તેનાં દીલમાં બહુમન અમશાસ્પંદ રહે છે—ફરાંમજી, સ્પીગલ.

જુવો કલમ ૧૮૦.

૧૧૬—અહુનવદ ગાથા. યજશને, હા ૨૯, ફકરો ૭; ફરાંમજી તથા બધા આગલા દસ્તુરો. અસ્પંદીઆરજી, સ્પીગલ, હારલે, મીલ્સ ઉલટા.

જુવો કલમ ૭૪ થી ૭૯, અને ખાસ કરીને ૭૭.

જુવો કલમ ૧૬૮. ક.

૧૧૭—અહુનવદ ગાથા. યજશને, હા ૩૨, ફકરો ૮; ફરાંમજી: સ્પીગલ, હારલે, મીલ્સ ઉલટા: અસ્પંદીઆરજી જુદા ને શક ભરેલા.

જુવો કલમ ૭૦, ૨૨૨.

૧૧૮—વીસ્તાસ્પ યસ્ત, ફકરો ૪૫; ડારમેસ્ટેટે: હારલે ઉલટો.

જુવો કલમ ૪૫, ૧૮૩.

૧૧૯—ફરવરદીન યસ્ત, ફકરો ૫૦; ડારમેસ્ટેટે: સ્પીગલ મળતો: હારલે જુદો ને શક ભરેલો.

જુવો કલમ ૪૮, ૪૯, ૫૦, ૫૪, ૧૬૧.

૧૨૦—ઓસ્તુઅદ ગાથા. યજશને, હા ૪૪, ફકરો ૧૮; ટુંકી મતલબ: સ્પીગલ, મીલ્સ, હારલે, હાઉગ મળતા: અસ્પંદીઆરજી નહીં સમજ પડે એવા.

અસલ બોલો — કથા અશા તત મીઅજદેમ હનાની દસા અસ્પાઉ અરશાનવઈતીશ ઉશ્ત્રેમ્ચા.

બોલોના અરથ તથા તેઓના એક બીજા સાથના વ્યાકરણ સંબંધ વિશે ઘણો મતફેર,

જુવો કલમ ૭૪ થી ૭૯.

૧૨૧—મેહેર યસ્ત, ફકરો ૧૧૯; ડારમેસ્ટેટે: હારલે. સ્પીગલ મળતા.

અસલ બોલો:—થ્વાંમ મજદયસ્ન પસુબીઅ સ્તોરેબીઅ વઈએબીઅ પેતરેતબીઅ યોઈ પેરેનીનો ફરવજાઉઅંતે.

મજદયશનાનો, પશુઓ, ઢોરો ને ઉડતાં પક્ષીઓ તારી આરાધના કરે છે—એરચજી.

જુવો કલમ ૮, ૧૨.

૧૨૨—આ ઉત્તમ ગોવાદ ઈજદને હમે ભોગ આપીએ છીએ, કે હમે આપેલું માંસ ને કીધેલી બંદગી તે કબુલ કરે, અને તેના બદલામાં એવી મેહેરબાની કરે, કે હમે હમારા દુશમનોને એક ફટકે મારી નાંખીએ !

૧૨૩—ઓ મજદયશનાનો ! મેદીઓજરેમ ગહંબારની મીઅજદ તરીકે, ઘણું દુધ આપનારાં એક ફરમાસુ ગોસ્પંદનાં મઝાનાં માંસનો એક કટકો[1] આપો.

૧૨૪.—……………. વાજીસ્ત નામના આતસની આગળ પકાવેલુ માંસ……લાવો.

૧૨૫.—અહુરમજદ, અમશાસ્પંદો, ઇજદો, અશો ફરોહરો, તથા જરથોસ્તનું ફરોહર—એઓને જીવતાં પ્રાણીઓનું આ માંસ હમે અર્પણ કરીએ છીએ.

૧૨૬.—અહુરમજદ, અમશાસ્પંદો, ઇજદો, અશો ફરોહરો, તથા જરથોસ્તનું ફરોહર—એઓને આ માંસ હમે અર્પણ કરીએ છીએ.

૧૨૭.—ઓ સુનેરી હોમ ! ગોસ્પંદો સંબંધી ચીજ ( એટલે ગોસ્પંદોને કાપીને તેઓનું માથું ) જેઓ તુંને અર્પણ કરે, તેઓને તું ઘણા પવિત્ર ને ડાહ્યા કરે છે !

---

૧૨૨—રામ યસ્ત, ફકરો ૧ ; ડારમેસ્ટેટે.

તારીફ લાયક ઘોધાના દુશમનોની સામે હમે આ ઉત્તમ ઈજદને બોલાવીએ છીએ. —સ્પીગલ.

ગોધાનાં બદનની સંભાળને માટે હમે આ ઉત્તમ ઈજદને વખાણીએ છીએ—હારલે.

તારીફ લાયક ગોસ્પંદની ભેટને વાસ્તે હમે આ ઉત્તમ ઈજદને બોલાવીએ છીએ. —એરચજી.

જુવો કલમ ૧૦૦, ૨૨૭ ; તથા રામ યસ્તના ફકરા ૫૪, ૫૫, ૫૬.

૧૨૩—ગહંબારનું આફરગાંન, ફકરો ૩ : મીલ્સ.

અસલ બોલો :—પસેઉશ ગરેબુશ ચો ઉશતહે ફરાઉરૂજડ· પયંઘો.

[1] ચરબદાર પુશકલ દુધ આપનારી એક જુવાન ગાય—હારલે, સ્પીગલ. ગોસ્પંદનાં દુધનું મીઠું પકાવેલુ ખાણું—અસ્પંદીઆરજી.

જુવો કલમ ૧૧૧, ૨૧૧.

૧૨૪—વંદીદાદ, ફરગરદ ૧૯ ; ફકરો ૪૦ ; ડારમેસ્ટેટે : બધા ઉલટા.

જુવો કલમ ૧૦૧, ૨૩૭.

૧૨૫—વીસ્પરદ, કરદો ૧૧ (૧૨), ફકરા, ૬ ૭, ૩.
યજશને, હા ૩, ફકરો ૩
હા ૭, ફકરો ૩
હા ૨૨, ફકરો ૧
હા ૨૪, ફકરો ૧.
હા ૨૫, ફકરા ૧.
} ; સ્પીગલ: ટુંકી મતલબ: બીજા ઉલટા.

અસલ બોલો :—ગામ જીવાંમ.

જુવો કલમ ૫, ૭, ૨૦, ૩૧, ૫૪. ૫૬, ૭૪ થી ૭૯, ૯૯, ૧૦૦, ૧૦૩ થી ૧૦૫, ૧૨૬. ૧૩૧, ૧૩૨. તથા ૨૦૭.

૧૨૬—વીસ્પરદ, કરદો ૧૧ (૧૨), ફકરા ૬, ૭, ૪
યજશને. હા ૨૨, ફકરો ૨
હા ૨૪, ફકરો ૨
હા ૨૫, ફકરો ૨
હા ૬૬. ફકરો ૧
હા ૬૮, ફકરો ૧
} ;સ્પીગલ: ટુંકી મતલબ: બીજા ઉલટા.

અસલ બોલો :—હોમવઇતીશ ગોમવઇતીશ.

૧૨૫ ની ફુટનોટમાં જણાવેલી કલમો જુવો. ૧૨૫, ૧૩૧, ૧૩૨ તથા ૨૦૫ જુવો.

૧૨૭—યજશને, હા ૧૦, ફકરો ૧૩ ; સ્પીગલ : બીજા ઉલટા.

જુવો કલમો ૧૦૩ થી ૧૦૫, તથા ૨૦૮.

૧૨૮.—હાઉમંદ દુનીઆંના પેદા કરનાર ઓ અશો ! કેઇ પેહલી જગા છે, કે જ્યાં અસ્પંદાદ અમશાસ્પંદને ઘણીજ ખુશી લાગે છે?

અહુરમજ્દે જવાબ દીધોઃ—તે જગા, કે જ્યાં એક અશો મરદ, હાથમાં એસમ લઇને, હાથમાં બરસમ લઈને, હાથમાં પવિત્ર માંસ લઇને, હાથમાં હાવનીમ લઇને, ખુશીથી દીનની સરીઅત મુજબ કામ કરતો ... ... ... ... [ હોય].

૧૨૯.—માંસ તથા બરસમ સાથના હોમ વડે હું ફલાણા ફલાણા ઈજ્દને આરાધું છું.

૧૩૦.—તે ઉદ્ર નામનાં પ્રાણીને મારનાર મરદે હોમ તથા માંસ સાથના જોથ્રની દશ હજાર ભેટ આપવી જોઇએ.

૧૩૧.—અહુરમજ્દ, અમશાસ્પંદો, ઇજ્દો, અશો ફ્રોહરો, તથા જરથોસ્તનું ફ્રોહર—એઓને આ માંસ હમે અર્પણ કરીએ છીએ.

૧૩૨.—અહુરમજ્દ, અમશાસ્પંદો, ઈજ્દો અશો ફ્રોહરો, તથા જરથોસ્તનું ફ્રોહર—એઓને આ માંસ હમે અર્પણ કરીએ છીએ.

---

૧૨૮—વંદીદાદ, ફરગરદ ૩, ફકરો ૧ }
યજશને, હા ૬૨ (૬૧) ફકરો ૧ } ; ડારમેસ્ટેટે, મીલ્સ : બીજા ઉલટા.

જુવો કલમ ૫૧, ૫૫, ૧૦૪, ૨૦૨, ૨૦૩.

૧૨૯—અવસ્તામાં ૧૬૩ વાર આવેલું વાકય ; સ્પીગલ, ડારમેસ્ટેટે : ટુંકી મતલબ. એરવદજી, એદલજી, કાંગા વગેરે દસ્તુરો ઉલટા.

જુવો કલમ ૧૦૩ થી ૧૦૫, તથા ૨૦૬.

૧૩૦—વંદીદાદ, ફરગરદ ૧૪ ફકરો ૪ }
ફરગરદ ૧૮, ફકરો ૭૨ } ; સ્પીગલ ; ટુંકી મતલબ : બીજા ઉલટા.

જુવો કલમ ૧૦૩ થી ૧૦૫ તથા ૨૦૪.

૧૩૧—વીસ્પરદ. કરદો ૧૧ (૧૨), ફકરા ૬, ૭, ૩
યજશને, હા ૩, ફકરો ૧
હા ૩, ફકરો ૨૦
હા ૪, ફકરો ૧
હા ૭, ફકરો ૧
હા ૮, ફકરો ૧
હા ૨૪, ફકરો ૧
હા ૨૪, ફકરો ૬
; મીલ્સ : ટુંકી મતલબ : સ્પીગલ જુદી રીતે: હારલે, કાંગા અનધન: ફરાંમજી, અસ્પંદીઆરજી હાઉગ ઉલટા.

અસલ બોલો :—ગા મ ય હુ ધા ઉં ગે મ અથવા ગા ઉ શ હુ ધા ઉ.

જુવો કલમ ૧૦૫. ક થી ૧૦૭, ૧૨૫, ૧૨૬, ૧૩૨. તથા ૨૦૭.

૧૩૨—વીસ્પરદ, કરદો ૧૧ (૧૨), ફકરા ૬, ૭, ૨
યજશને, હા ૩, ફકરો ૧
હા ૩, ફકરો ૨૦
હા ૪, ફકરો ૧
હા ૭, ફકરો ૧
હા ૮, ફકરો ૧
હા ૮, ફકરો ૨
હા ૨૪, ફકરો ૧
હા ૨૪, ફકરો ૬.
; મીલ્સ : ટુંકી મતલબ : યજશને, હા ૩, ફકરા ૧ ની ફુટનોટ પ્રમાણે સ્પીગલ મળતો: હારલે, કાંગા જુદી રીતે: ફરાંમજી, અસ્પંદીઆરજી ઉલટા.

અસલ બોલ ;—મીઅજદેમ.

જુવો કલમો ૧૦૮ થી ૧૧૧, ૧૨૫, ૧૨૬, ૧૩૧, તથા ૨૧૩.

૧૩૩ (ઓ મારેસ્પંદ ઇજદ જો તું મને[1] તનદરોસ્તી આપશે તો) ઉતાવળી ચાલના એક હજાર ઘોડા, ઉતાવળી ચાલનાં ને મોટી ખુંધનાં એક હજાર ઉંટ, બદામી રંગના એક હજાર બળદો, અને બધી જાતનાં નાનાં ગોસ્પંદોનાં એક હજાર બચ્ચાં હું (અહુરમજદ)[2] તુંને તેના બદલામાં આપીશ. અને ભલા સઓક ઇજદને તું તેઓનો ભોગ[3] આપજે.

૧૩૪.—[ગોસ્પંદોનું રક્ષણ કરનારી] દરવાસ્પ ઇજદને...જમશેદે હુકેરીઅ પાહાડ ઉપર 'સો[1] ઘોડા, હજાર બળદ ને દશ હજાર મેંઢાંનો ......ભોગ[2] આપ્યો';

અને દુવાચાહી કે અહુરમજદની પેદાએશમાં ભુખ, તરસ, બુઢાપો, માંદગી ને મોહતને હું દુર કરૂં એવી શક્તિ તું મને આપ.

૧૩૫.—તમામ જાતનાં ગોસ્પંદોનાં રવાંનો તથા ફ્રવશીઓને હમે ગોસ્પંદનો ભોગ[1] આપીએ છીએ.

૧૩૬.—ફાયદાઓ આપનારી ગાયને ગાય ગોસ્પંદનો હમે ભોગ આપીએ છીએ.

૧૩૭.—ગોસ્પંદો, જે આપણુને ફાયદો આપનારાં છે, તેઓનાં માંસને હમે ગોસ્પંદનો ભોગ આપીએ છીએ.

---

૧૩૩—વંદીદાદ, ફરગરદ ૨૨, ફકરા ૩, ૪ ; ડારમેસ્ટેટે : ટુંકી મતલબ.

[1] મારી પેદાએશને—ફરાંમજી.

[2] દુનીઆં—કાંગા.

[3] અસલ બોલો :—યજાઇ સોક વંધુહી મજદધાત અશોની.
ભલા ફાયદાને ઈજ—ફરાંમજી.
ઓ સઓક ઇજદ, હું તુંને ઈજું—કાંગા.
ઓ સઓક ઇજદ, હું તુંને વખાણું છું—હારલે, સ્પીગલ.
છેલાં વાકયના કરતા વીશે મતફેર.
તેના ક્રિયાપદના અરથ વીશે મતફેર.

જુવો કલમ ૯૭ થી ૧૦૨, ૨૨૦.

૧૩૪—ગોસ યસ્ત, ફકરા ૮. ૯, ૧૦ ; ડારમેસ્ટેટે : સ્પીગલ, હારલે મળતા : દસ્તુર એદલજી દારાબજી જામાસ્પઆશાના તથા એરચજી જુદા પણ શક ભરેલા.

[1] ગોસ યસ્ત, ૩, ૮, ૧૩, ૨૧, ૨૯.
આવાં યસ્ત, ફકરા ૨૧, ૨૫, ૨૯, ૩૩, ૩૭, ૪૧, ૪૫, ૫૭, ૬૮, ૧૦૮, ૧૧૨, ૧૧૬.

[2] અસલ બોલ :—યજત.
'સતએ અસ્પનાંમ' વાળું idiom કોઇને સમજાયલું દેખાતું નથી.
જુવો કલમ ૫૧, ૫૩. ૯૭થી ૧૦૨, તથા ૨૨૧,
કલમ ૪૮, ૪૯, અસલ અરથને કદાચ પકડી આપે.

૧૩૫—શીરોજા યસ્ત, ભાગ બીજો, ફકરો ૧૨ ; ડારમેસ્ટેટે : બધા ઉલટા.
અસલ બોલો :—ગાઉમ પાઉરૂ સરેધહે ઉરૂનો ફ્રવશીમ યજમઇદે.[1]

જુવો કલમ ૮૭, ૯૭ થી ૧૦૨, ૨૧૬.

૧૩૬—શીરોજા યસ્ત, ભાગ બીજો, ફકરો ૧૪ ; ડારમેસ્ટેટે.
જુવો કલમ ૯૩, ૯૭થી ૧૦૨, તથા ૧૮૭, ૨૧૮.

૧૩૭—યજશને, હા ૭, ફકરો ૨૬ ; મીલ્સ : ફરાંમજી, અસ્પંદીઆરજી, હારલે, સ્પીગલ.
ઉલટા : કાંગા અનધન.
અસલ બોલો :—ગાઉશ હુધાઉ યજમઇદે.
ફાયદાઓ આપનારાં ગોસ્પંદોને હું આરાધું છું—ફરાંમજી ઇત્યાદી.
જુવો કલમ ૯૭ થી ૧૦૨, તથા ૨૦૫.

૧૩૮.—[અને એ પ્રમાણે, **યશ્ન, યજાય, યજ્મઇદે, યજ્ત** ઈત્યાદી શબ્દો અવસ્તામાં હજારો હજાર વાર આવે છે.

Sacrifice,
Offer a sacrifice,
Worship with or in a sacrifice,
Worship [with or in a sacrifice.]

એવા અર્થ મીલ્સ, ડારમેસ્ટેટે તેઓને માટે કરે છે; અને વીસ્પરદના દીબાચામાં સ્પીગલ તેને ટેકો આપતો જણાય છે. હજારો હજાર ઠેકાણે કીધેલા એવા અર્થો ખોટા છે. જુવો કલમો ૮૨ થી ૧૦૨ તથા ૧૦૫. ક થી ૧૦૫. ચ.

---

૨. તરજુમા ખોટા નહીં હોય, તોપણ માંસ ખાવાની વાતો અવસ્તામાં મળી આવે છે; તે, બીજાઓએ અવસ્તામાં ઘુસાડેલાં પોતાની તરફનાં વાકયોને લીધે છે.†

૧૩૮. ક.—[કોઇ વાક્યનો તરજુમો ધર્મના મૂળ સ્વભાવ (spirit) ની વિરૂધ્ધ હોય, અને તરજુમો કરનારા વિદ્‌વાંનોમાંના કોઇને શક લઇ જવાનું કોઇ બી બીજું વાજબી કારણ નહીં હોય, ત્યારે પેગંબરની તે એક inconsistency હોવી જોઇએ, અથવા ધર્મને ચલાવનારા પાછલા વખતના બીજા કોઈ શખસની તરફનો તે એક ઉમેરો (interpolation) હોવો જોઈએ.

૧૩૮.ખ.—પુરે પુરાં કારણોની સાથે, અને બે અર્થ નહીં ઉઠે એવા ખુલ્લા શબ્દોમાં, ધર્મનો મૂળ સ્વભાવ પેગંબરે જાહેર કીધો હોય, અને બધાં દુઃખો ખમીને તે પ્રમાણે પોતે ચાલી બતાવ્યું હોય, તે તેજ મૂળ સ્વભાવથી કંઈ ઉલટી વાત પોતે પાછળથી બોલે, એ બનવા જોગ નથી. એ એટલું બનવા જોગ નથી, કે જેટલું સુરજના ઉગવાની સાથે અંધારાંનું ફેલાવું થાય.

† ખોરદેહ અવસ્તા, યજશને, વીસ્પરદ, અને વંદીદાદ, એટલે કે આપણા હાથમાં રહેલાં અવસ્તાનાં બધાં પુસ્તકો જરથોસ્તનાં બનાવેલાં નથી: તેઓમાંનાં છુટાં છવાયાં વાકયોજ માત્ર જરથોસ્તનાં : જરથોસ્તના તો ફકત ગાથાજ : ને ગાથાનાં બધાં સતર પ્રકરણો બી તેનાં નહીં : કંઈ પાંચ દશેકજ તેનાં—એવી અટકળ હાલ જમાનાના યુરોપીયન વિદ્‌વાંનોની છે.

૧૦૦ મી કલમની ૩ ઞ ફુટનોટમાં જણાવેલી જરૂર પડવાને લીધે, રાહનુમાય સભા તથા ચાલુ જમાનાના ઘણાખરા અવસ્તાના અભ્યાસીઓ એ મતને મળતા છે.

સેંકડો વરસ અગાઉ થઇને મરી ગયલી ભાષામાં માનસ ગ્રંથો રચી શકે છે. યસ્ત અને ન્યાએશવાળી, પાછલા જમાનાની કેહવાતી ભાષાના જમાનામાં જરથોસ્ત જનમે ; અને તોપણ આગળ થઇને મરી ગયલી કેહવાતી, ગાથાવાળી ભાંષામાં કોઇ સબબને લીધે તે ગાથા બનાવે—એ બનવા જોગ છે.

૨ વીચાર જણાવવાની યુરોપીયન ભાષાઓની વ્યાકરણી ઢપ અવસ્તા ભાષાની ઢપથી કેટલીએક જુદી છે. માટે લખાણની વ્યાકરણી ઢપ છપ ઉપરથી લખનારને શોધી કાહાડવાના યુરોપીયન ભાંષાઓને લાગુ પડતા કાનુનો, બધાજ સમુળગા, અવસ્તાની ભાષાને લાગુ પડાય નહીં. જે એક નિયમ અવસ્તાના બીજા ભાગો ઉપર લાગુ પાડી જોવામાં આવે છે, તે જો અહુનવદ ગાથાના બીજા હા ઉપર લાગુ પાડી જોઇએ, તો તે આખો ને આખો જરથોસ્તનો બનાવેલો નહીં, પણ ઘણો પાછળથી બીજા કોઇનો બનાવેલો ઠરશે—તો જોકે તેમ નથી.

એ પ્રમાણે તપાસ ચલાવીએ ત્યારે પેહેલાં પ્રકરણની મારજીનમાં આવેલી ૪ થી ૧૭ કલમો, બીજાં પ્રકરણની મારજીનમાં આવેલી ૧ થી ૯ કલમો, તથા ત્રીજાં પ્રકરણની મારજીનમાં આવેલી ૧ થી ૫ કલમો ઉપરથી ખાતરી થાય છે, કે ધર્મના મૂળ સ્વભાવથી ઉલટી કંઇ બી વાત પેગંબર બોલ્યા નહીં હોય.

માટે ૧૩૯ થી ૧૫૧ કલમોમાં આવેલી વાતો જરથોસ્તની પછી કોઈ બીજાએ અથવા બીજાઓએ ઉમેરેલી હોવી જોઇએ.]

---

૩ ગાંમ જીવાંમ, ગાઉશ હુધાઉ, ને માંઅજદ, એ ત્રણ જુદી જુદી ને રોજ રોજ વપરાતી ચીજોને જેઓ ઓળખે નહીં: એ ત્રણ શબ્દો એકજ જગાએ સાથે આવે (જુવો કલમ ૧૨૫, ૧૨૬, ૧૩૧, ૧૩૨.), ત્યારે ભાષા સમજવાના કાનુનો બુમાબુમ પાડે, કે એ શબ્દો તો ત્રણ જુદી જુદી વસ્તુઓ બતાવે છે, તોપણ જેઓ તેને એકજ ચીજ તરીકે સમજ્યા જાય: અને યજ્ઞ ક્રિયા પરોટેસ્ટના પોકારો મારે (જુવો કલમ ૮૨.) કે મેં તો અહુરમજદની પેદાએશનું રક્ષણ કરવાને આસમાસ જનમ લીધેલો છે, તેથી અહુરમજદનાં પેદા-કીધેલાં કોઇબી પ્રાણીનું માંસ મને ખપે નહીં, તોપણ જેઓ એ શબ્દોનો અરથ માંસજ કરે: અને જેઓ બીજી પાંચ પંદર નહીં પણ હજારો ભુલ કરે: તેઓ, અહુરમજદ અને આહરેમનની હસ્તી, જે આપણી હમણાંની ઇંદ્રીઓની પેલી મેર છે, અને જેનાં વરણનો મોટો ભાગ બી ખોવાઇ ગયલો છે, તે સમજવામાં ભુલ કરે—એ સોએ સોવાર બનવા જોગ છે.

૪ આગળ થઇ ગયલા અવસ્તાના યુરોપીયન અભ્યાસીઓનાં કેટલાં-એક મતોને પાછળ થતા યુરોપીયન અભ્યાસીઓ ખોટાં પાડતા આવ્યા છે; માટે હવે પછી આ મત અનામત કબુલ રહે નહીં, એ બનવા જોગ છે.

એ ચાર વાંધાઓ એ મતની સાંમે છે, તથા બીજા ઘણા વધારે હોવા જોઇએ.

પણ ૧૩૯ થી ૧૫૧ સુધીની કલમોમાં આવેલી વાતો ન્યાયશાસ્ત્રના નિયમો પ્રમાણે જરથોસ્તની કહેલી ઠરતી નથી. જો એક સવાલ ઉપર બીજાઓનું ઘુસાડી ઘાલેલું આટલું લખાણ મળે, તો સરવે સવાલો ઉપર એકંદરે કેટલું હોય?

એ પ્રમાણે એ મતની વિરૂધમાં વાંધાઓ બી છે, ને તરફેણમાં ટેકાઓ બી છે. વાંધા બધા મળીને કેટલા, ટેકા બધા મળીને કેટલા, તથા વાંધા ને ટેકા-ઓની સામટી તપાસ ઉપરથી એજ મત બાહાલ રહે કે ફેરવવું પડે તે, અપક્ષપાત વિદવાંનો કબુલ રાખે એવી રીતે, કોઇએ નક્કી કીધું નથી.

તે કોઇએ નક્કી કીધું નથી ત્યાંસુધી એ મતને ખોટું પડવાનો જેટલો સંભવ ગણાય, તેટલો ખરૂં પડવાનો બી ગણાય.

એ મતને ખોટું પડવાનો સંભવ એક વાર માનીને હમે આ ચોપડીમાં અવસ્તાની સરવે શાહદતો ગોઠવી. એ મતને ખરૂં પડવાનો સંભવ બીજી વાર તકરારને ખાતર કબુલ રાખીને અવસ્તાની શાહદતો હમારે ગોઠવી બતાવવી જોઇએ. તે નીચે પ્રમાણે આવે છે:—

| | | |
|---|---|---|
| કલમ ૪૧, ૬૧, ૬૩, ૬૫, ૬૫. ક, ૬૯, ૭૦, ૭૨, ૭૪ થી ૭૯, ૮૧, ૯૬, ૧૦૯, ૧૧૨. ક, ૧૫૧. ગ. | વિરૂધ | ૧૧૪, ૧૧૬, ૧૧૭, ૧૧૮, ૧૨૦. |

અને એટલી કલમો શિવાય બાકીની બધી જરથોસ્તની નહીં ગણીને કહાડી નાખીએ. એમ કરી જોતાં બી ચુકાદો માંસ ખાવાની વિરૂધ જાય છે.

એ ઉપરાંત, ૧૮૪ મી કલમમાં જણાવેલો મીઝ્દનો અરથ ખરો ગણીએ અને આ ચોપડીમાં જણાવેલો અરથ ખોટો ગણીએ. એટલું બધું કરી જોતાં બી, ચુકાદો માંસ ખાવાની વિરૂધ તેટલોજ જાય છે.

☞ એ પ્રમાણે માંસ ખાવાની તરફેણ જેટલી બને તેટલી કરાય, તોપણ ચુકાદો તો માંસ ખાવાની વિરૂધજ ઉતરે છે. ઉત્તરે ગયલું માનસ દક્ષીણ દીશામાં આવેલું ધારી શકાયજ નહીં, તેમ માંસ ઇંડાં ખાનારૂં માનસ જરથોસ્તી દીનમાં આવેલું ધારી શકાયજ નહીં—એવું જણાવવા જેટલો સખત વિરૂધ તે ચુકાદો છે.

૧૩૯.—ઓ . જરથોસ્ત! જે પ્રમાણે આ હાડમંદ દુનીયાંમાં તમે માનસો ..... સવાદદાર ગોસ[1] ખાઓ છો, તે પ્રમાણે આ કબરોમાં તે દેવોને ખાવાનું મળે છે.

૧૪૦.—પછી [ચાહારમની બામદાદે] મજદયશનાનો તે ઘેરમાં ગોસ[1] ને દારૂ સાથનાં ખાણાં તઇયાર કરે. તે આગળની માફક પવિત્ર ...... ગણાશે.

૧૪૧.—[ તે ઉદ્ર નામનાં પ્રાણીને મારનાર શખ્સે ] અઢાર દીનદાર મરદોને ગોસ[1], રોટલી, ને દારૂ પુરાં પાડવાં જોઈએ.

૧૪૨.—પછી પેલી (મુવેલું છોકરૂં જણનારી બઇરીએ) ઘોડી, ગાય, ગેટી, કે બકરીનું દુધ પીવું ..... [અને] પાણી વગરનું ભુંજેલું ગોસ[1], પાણી વગરની રોટલી, ને પાણી વગરનો દારૂ લેવો.

૧૪૩.—માંસ[1]ના ખોરાકની કીમતના (બદલામાં) એક બકરાં યા મેઢાંને હકીમે સાજું કરવું.

૧૪૪.—.................................ગોસ્પંદોને મેં ગેરવાજબી રીતે કાપ્યાં હોય, .................................. ઉપયોગમાં આવે એટલાં જોરવાળાં ગોસ્પંદોને .........મેં કાપ્યાં હોય ............ .. તો હું ...... પસ્તાવો કરૂં છું.

૧૪૫.—દુધ અને ચરબદાર ગોસ[1]. કુતરાંને આપો. તેને માટેનો લાયક ખોરાક એજ છે.

૧૪૬.—ચાવવાને મુસ્કેલ પડે એવું હાડકું કુતરાંને આપવામાં આવે, અને તેના દાંતમાં તે ભરાઇ જાય કે ગળાંમાં ખુંતી બેસે, તો હાડકું આપનારને....પાપ લાગે.

---

૧૩૯—વંદીદાદ, ફરગરદ ૭, ફકરો ૫૭; કાંગા : [1]બધા મળતા.
જુવો કલમ ૭૦, ૭૨, ૨૩૦.

૧૪૦—વંદીદાદ, ફરગરદ ૮, ફકરો ૨૨; ડારમેસ્ટેટે : [1]બધા મળતા.
જુવો કલમ ૨૩૨.

૧૪૧—વંદીદાદ, ફરગરદ ૧૪, ફકરો ૧૭; [1]ડારમેસ્ટેટે, હારલે, સ્પીગલ, કાંગા : ફરાંમજી જુદા ને શક ભરેલા.
જુવો કલમ ૨૨૬.

૧૪૨—વંદીદાદ, ફરગરદ ૫, ફકરો ૫૨ અથવા ૬૭; ડારમેસ્ટેટે: [1]બધા મળતા.
જુવો કલમ ૩૫, ૩૬, ૧૫૧.ખ, ૨૩૧.

૧૪૩—વંદીદાદ, ફરગરદ ૭, ફકરો ૪૨: [1]ડારમેસ્ટેટે, કાંગા, હારલે: ફરાંમજી જુદા ને શક ભરેલા.
જુવો કલમ ૨૨૫.

૧૪૪—ઇરાંની પતેત, ફકરો ૪; સ્પીગલ,: એદલજી, કેકોબાદજી મળતા.
એ અવસ્તા નથી.
[યજ્ઞ હોય ત્યારે, તથા નિરઉપયોગી થાય ત્યારે, ગોસ્પંદોને કાપી ખાઇએ તેનું પાપ નહીં: એવી મતલબ.]

૧૪૫—વંદીદાદ, ફરગરદ ૧૩, ફકરો ૨૮; [1]ડારમેસ્ટેટે : બધા મળતા.
જુવો કલમ ૨૨૯.

૧૪૬—વંદીદાદ, ફરગરદ ૧૫, ફકરા ૩, ૪; [illegible]લે : બધા મળતા.
જુવો કલમ ૨૩૬.

૧૪૭.—[જરથોસ્તે પુછ્યું]:—.. મુવેલાં કુતરાં અથવા માનસની લાસ, જે ગોસ્પંદોએ ખાધી હોય, તેઓ કેમ પાક થઇ શકે?

અહુરમજ્દે જવાબ દીધો:—તેઓ પાકજ છે. .. પણ એક વરસ સુધી તેઓનું પનીર ... ને માંસ ..... યજશનેમાં વાપરવું નહીં.

૧૪૮.—જરથોસ્તે પુછ્યું:—... .. બેહેરાંમ ઇજ્દને માટે સંપૂર્ણ પવિત્રાઇથી તથા દીનને ઘણીજ અનુસરતી રીતે કરી શકાય એવો કીયો યજ્ઞ તથા ન્યાએશ છે?

અહુરમજ્દે જવાબ દીધો:—આર્ય મુલકો તેને માટે જોશ્ર લાવે, તેને માટે બરસમ બાંધે, '(અને) સોહામણાં કે સુનેરી રંગનાં કે હોમને મળતા આવતા કોઈબી રંગનાં પશુ (નું માથું) પકાવે, (ને તેને અર્પણ કરે.)'[1]

૧૪૯.—મને [હોમ ઈજદને] મારા બાપ અશો અહુરમજ્દે (ગોસ્પંદના) કાન, જીભ, તથા ડાબી આંખ સાથે દરૂન અર્પણ કીધો.

.. હોમ ઇજદને વાસ્તે ગોસ (તથા) દરૂન જલદીથી તઇઆર કરો."

૧૫૦.—(ઓ આતસ!)કાઠીનું આપવું તુંને થાઓ! ખુશબોઈનું આપવું તુંને થાઓ! ચરબીનું[1] આપવું તુંને થાઓ! ગાંઠનું આપવું તુંને થાઓ!

---

૧૪૭—વંદીદાદ, ફરગરદ ૭, ફકરા ૭૬, ૭૭ [૧૮૯ થી ૧૯૧]; સ્પીગલ: ડારમેસ્ટેટે મળતા: કાંગા, હારલે, ફરાંમજી જુદા ને શક ભરેલા.

જુવો કલમ ૮૨ થી ૧૦૨, ૧૭૭, ૨૨૩.

૧૪૮—બેહેરાંમ યસ્ત, ફકરા ૪૯, ૫૦ }
તીર યસ્ત, ફકરા ૫૭, ૫૮ };

[1] હારલે, ડારમેસ્ટેટે, સ્પીગલ, કાંગા.
અને ગોસ્પંદનું (જીવાંમ) બનાવે, (તથા આતસ ઉપર) સુખડ લુબાંન ને હર એક જાતની ખુશબોઇ મુકે—અસ્પંદીઆરજી, માંસાહારની વિરૂધની પોતાની ચોપડીમાં.

જુવો કલમ ૯, ૧૦, ૧૧, ૩૭, ૮૨ થી ૧૦૨, તથા ૨૩૩.

૧૪૯—યજશને, હા ૧૧, ફકરા ૪, ૭; કાંગા: બધા લગભગ મળતા.
નીરંગેસ્તાંન,
સદદરે બુન દેહેશને,
દાદસ્તાંને દીની,
હકાયતે દીની,
ઈરાંની પતેત,
કાંમદીન શાપુરની રવાયત,
બહમન પુંજીઆની રવાયત,
નેરીઓશંગ ધવલની સંસ્કૃત કવિતા, વગેરેમાં એવીજ મતલબ.

જુવો કલમ ૬૬, ૬૭, ૬૮, તથા ૨૨૪.

પેહેલું વાકય અસ્પંદીઆરજી જુદી રીતે સમજે છે. બીજાં વાકયમાં દરૂનની વાત ચાલે છે, ને દરૂન ઉપર ઘી જોઇએ: માટે
ગેઉશ=ગેઉશ [હુધાઉંઘો] ઘી=?

૧૫૦—યજશને, હા ૬૨ (૬૧), ફકરો ૨ }
આતશ ન્યાએશ, ફકરો ૮ }; એદલજી: બીજા જુદા ને શક ભરેલા.
બરજોર કાંમદીનની રવાયત,
દારાબ હોરમજદીઆરની રવાયત,
શાપુર ભરૂચીની રવાયત, વગેરેમાં એવીજ મતલબ.

જુવો કલમ ૫૫, ૫૬, ૭૧, ૭૫, ૭૬, ૭૮, ૮૧, ૨૩૫.

૧૫૧—વંદીદાદ, ફરગરદ ૧૮, ફકરો ૭૦; ડારમેસ્ટેટે.

[1] બધાઓમાં તરજુમા હેરફેર, પણ ભોગ આપવાનો સાર એક સરખો.
હજાર બકરાં રૂપાં નાણાં સાથે આતસ બેહેરાંમના મોબેદોને તે મરદ સોંપે: મોબેદો તેઓનું દુધ દહી વગેરે ખાય: પછી જેઓ બુઢાં થતાં જ તેઓને મોબેદો કાપતા જાય: તેની ચરબી આતસમાં બાળે, ને ગોસ પો. ખાય.—કોઇ ચોપડીમાંથી ફરાંમજીએ કીધેલો ઉતારો.

જુવો કલમ ૫૨, ૭૫ ને ૭૬, ૨૩૪.

૩. બાકી, અશો જરથોસ્તે તો કોઈબી કારણસર માંસ ઈડાં ખાવાની છુટ મુકી નથી.

૧૫૧.—(દસ્તાંનની વેળાએ એક મરદ ઓરત જાણીબુજીને હમબીસ્તર થાય, તો તે ગુનાહની તોજેશ દાખલ) એક હજાર નાનાં ગોસપંદો તે મરદે કતલ[1] કરવાં, ... ... પવિત્રાઇથી તેઓનાં આંતરડાં[1] આતસને અર્પણ કરવાં, તથા તેઓનાં ખભાંનાં હાડકાં[1] ભલાં પાણીઓને નજર કરવાં.

---

૧૫૧.ક—[જુવો કલમ ૩૫ ને ૩૬.

૧૫૧.ખ—લાખો માનસોમાં કોઇને એકનેજ થાય ને બાકીનાં બધાંને નહીં થાય, ને તે બી રોજ રોજ નહીં પણ કોઈજ કાળે થાય—એવું હોય તો માંદગી અને મોહત અડીભીડીની હાલત ગણાય. પણ તેમ નથી. માંદગી અને મોહત, માનસ જાતમાં, સર્વે ઠેકાંણે ને સર્વે કાળે ફેલાયલાં રહે છે.

માંદગી અને મોહત અટકાવવાને માંસ ઇડાં ખાવામાં આવે, તો માંસ ઈડાં ખાવાનું કામ માનસ જાતમાં કોઇ કવચીત કાળે બનેલું દેખાય નહીં, પણ સર્વે ઠેકાંણે ને સર્વે કાળે બનતું દેખાય, એક નિયમ તરીકે બન્યું જતું દેખાય, એક નિયમ થાય.

એ પ્રમાણે, પેહલાં પ્રકરણની મારજીનમાં જણાવેલા ૧૦ થી ૧૪ માં નંબર સુધીના નિયમોની વિરૂધ્ધ, માંદગી અને મોહત અટકાવવાને માટે માંસ ઈડાં ખાવાનું કામ, એક નિયમ તરીકે, જાય છે.

નિયમ વિરૂદ્ધ નિયમ કોઇ દાનાવ ઠરાવે નહીં—જરથોસ્ત ઠરાવે નહીં તેટલા માટે ૧૪૨ મી કલમ અશો જરથોસ્ત તરફની હોય, એ બનવા જોગ નથી.

---

૪. તેમજ પેહલી વાર પોતે ઠરાવેલા માંસ ઇડાં નહીં ખાવાના નિયમને, બીજી વાર, અક્કલથી ઉલટી રીતે તોડીને, બીજો ઉલટો નિયમ અશો જરથોસ્તે ઠરાવ્યો નથી.

૧૫૧.ગ.—કલમો ૧૧૩ થી ૧૫૧ પેહલાં પ્રકરણની મારજીનલ નોટ ૧૦ થી ૧૭ થી ઉલટી છે, એટલે કે મૂળ નિયમ અને તેનાં પેટાંમાંથી નીકળેલા બીજા નિયમોથી ઉલટી છે; તેથી તેઓ ખોટી ને અમલમાં નહીં મુકવા જોગ ગણાય.

> **૭૪ થી ૭૯ મી કલમોમાં ચીતારેલા જરથોસ્તનાં વચનો તેઓ હોય નહીં.** પણ કોઇ તેઓને તેનાં ગણે, અથવા ખરેખાત તેઓ તેનાં હોય, તો અશો જરથોસ્તને ઉલટા ઉલટું બોલનારો (inconsistent) ધારવો પડે. અને પછી, તેની inconsistencies તરીકે, એ કલમોને ખોટી ને અમલમાં નહીં મુકવા જોગ ગણીને કહાડી નાખવી પડે.

Inconsistency કોઇની બી હોય—પેગંબરની બી હોય, પણ તે ન્યાય શાસ્ત્રમાં કબુલ રખાતી નથી, એટલે કે સર્વે કાળના ને સર્વે દેશના દાનાવોને કબુલ મંજુર હોતી નથી.]

---

૫. બીજી કલમની ક, ખ, ગ, ઘ નામની પેટાં કલમો પ્રમાણે તપાસ ચલાવતાં, ઉપલાં ચાર અનુમાનો થાય છે. અને તેઓ ઉપરથી ટુંકમાં એવું પુરવાર થાય છે કે:—
માંસ ઇડાં ખાવાને લગતી વાતો અવસ્તામાં મળી આવે છે, તેનાં બેજ કારણો છે:—
ખોટા તરજુમા, અને બીજાઓએ ઘુસાડેલાં નાખ્યા.

---

## પ્રકરણ ૫ મું.

## અવસ્તાના કેટલાએક બોલોના ચોકસ અર્થો,

તથા

## તેઓને આ ચોપડીમાં ખરા તરીકે અખત્યાર કરવાનાં કારણો.



૧. અવસ્તાના હાલના તરજુમાઓ ઘણાજ શક ભરેલા છે.

૧૫૨.—ગાથામાં બોલો એટલા થોડા વાપરેલા છે ને મતલબ એટલી બધી સમાવેલી છે, કે એવું અતેરૂં બીજે કેથે નજરે પડતું નથી. [તેથી તેનો તરજુમો શક ભરેલો છે.]

(મીલ્સ, દીબાચો, પાંનું ૨૪.)

**૧૫૩.—અવસ્તાનો તરજુમો કેટલાએક વિદ્વાનો પેહેલવી તરજુમાને આધારે ને બીજાઓ સંસ્કૃત તથા વેદને આધારે કરેછે. તેથી ઘણીએક વાર એકજ ફકરાના બે એવા જુદા અર્થ ઉઠે છે, કે અનજાણો વાંચનાર એમ નહીં પીછાંને કે એકજ ફકરાને મેં બે વાર વાંચ્યો, પણ ભોળવાઇ જઇને એમ સમજે કે મેં બે જુદા જુદા ફકરા વાંચ્યા.**

(ડારમેસ્ટેટે, દીબાચો, પાનું ૨૭.)

૧૫૪.—શિક્ષક ને શિષ્ય, મિત્ર ને મિત્ર—એઓનેબી અવસ્તાનો તરજુમો કરતાં એક એકથી જુદા પડવું પડે છે.

(મીલ્સ, દીબાચો, પાનું ૧૭.)

૧૫૫.....અવસ્તાનો તરજુમો કરતાં, **વિદ્વાનોને પેહેલાંથીજ ખાતરી હોય છે કે,** આપણે એક બીજાથી થોડા ઘણા જુદા પડશું, **ને આપણો તરજુમોબી થોડો ઘણો ખોટો થશેજ.** (મીલ્સ દીબાચો, પાનું ૧૮.)

૨. તેથી ઘણીજ ચોકસી કીધા પછી નીચલા અરથ અખત્યાર કરવામાં આવ્યા છે.

૧૫૬.—[એ પ્રમાણે હજારો ફકરાઓ ને બોલોના અર્થ ફક્ત અટકળથી ઉભા કરવામાં આવેલા છે. સઉ સઉની અટકળ જુદી; તેથી, જેટલા તરજુમો કરનારા, તેટલા જુદી જુદી તરેહના અર્થો, એક વાકય અથવા બોલને માટે, ઘણી વાર થાય છે. ત્યારે આપણે કયો અર્થ લઇએ? અટકળે કોઈ એકને લઈએ? તે કંઇ ખરો કેહેવાય નહીં. આપણુને ભાવતાં મતને અનુસરતો કોઇ હોય તેને લઇએ? તેબી કંઇ ખરો નહીં. ત્યારે શું કરવું જોઈએ?

૧૫૭.—જેના અનેક અર્થ થયલા હોય તેવો બોલ યા ફકરો આખા અવસ્તામાં જેટલે ઠેકાણે આવ્યો હોય, તેટલે બધે ઠેકાણે નેગાહ પોંહચાડવી:. **તે દરેક ઠેકાણાંની આસપાસના સંબંધો જોવા, ને મુકાબલા કરવા; અને પછી હાથમાં ધરેલાં વાકયમાં, નયાયશાસ્ત્રના નિયમો પ્રમાણે બે ચારમાંનો જે અર્થ વધારે ખરો લાગે, તેને લેવો.**

૧૫૭. ક—આ ચોપડીમાં અવસ્તાના કેટલાક અગતના બોલોના ચોકસ અર્થોને એ પ્રમાણે તપાસીને લીધા છે. હમારી ભુલચુક અભ્યાસીઓને શોધી કાહડવાને બની આવે, તેટલા માટે નીચલી નોંધો આપવામાં આવી છે..

એક અર્થને ખરો તથા બીજા બધા અર્થોને ખોટા ગણવાનાં કારણો ખુલ્લા શબ્દોમાં આપતાં ઘણુંજ લંબાણ થઈ જાય, તેથી તેમ કીધું નથી.

પેહલી ગોઠવણઃ—એક કલમમાં એક બોલના અનેક અર્થો એવા સીલસીલામાં ગોઠવ્યા છે, કે પેહલો આપેલો અર્થ ખરો કાંય હોય, તેનાં કારણો તેજ કલમમાં પાછળ આપેલા અર્થો ઉપરથી કેટલીક વાર સમજી શકાય.

બીજી ગોઠવણઃ—કલમો એવા સીલસીલામાં ગોઠવી છે, કે પાછલી કોઈ એક કલમમાં પેહલો મુકેલો અર્થ ખરો કાંય હોય, તેનાં કારણો આગળ ગયલી કોઇ કોઈ કલમો ઉપરથી કેટલીક વાર સમજી શકાય.

ત્રીજી ગોઠવણઃ—સીધા અને આડકતરા સંબંધો રાખતી કલમોના હવાલા આપ્યા છે, કે પેહલો મુકેલો અર્થ ખરો કાંય હોય, તેનાં કારણો તેઓની ઉપરથી કેટલીક વાર સમજી શકાય.

ફકત ૧૮૪ અને ૨૧૩ કલમોમાંજ, અત્યંત જરૂર લાગવાથી, હાઉગ અને મીલ્સના અર્થોને ખોટા સમજવાનાં કારણો ખુલ્લા શબ્દોમાં આપ્યાં છે.]

---

૧૫૮.— યજશને હા ૧, ફકરો ૧૧
માહા ન્યાએશની શરૂઆત
શીરોજા યસ્ત, ભાગ પેહલો, ફકરો ૧૧ }.

માઓંઘહેચ ગો[૧]ચીથ્ર..

ગોસ્પંદો—એદલજી.

—અસ્પંદીઆરજી.

[૧૮૪ જુવો.] { યજશને, હા ૧, ફકરો ૧૧ માં, શીરોજા યસ્ત, ભાગ પેહલો, ફકરો ૧૧ માં, — ગોધો; પરથવી; ગોસ્પંદો. } —સ્પીગલ.

[૧૯૦ જુવો.] . યજશને, હા ૧, ફકરો ૧૧ માં, — ગોધો; ઢોરો. } —હારલે.

યજશને, હા ૧, ફકરો ૧૧ માં, — ગોધો; ગાયગોસ્પંદો } —કાંગા.

[૧૮૪ જુવો.] યજશને, હા ૧, ફકરો ૧૧ માં, યજશને, હા ૩, ફકરો ૧૩ માં, — ગાયો; ગોસ્પંદો. } —મીલ્સ.

૧૫૯— કલમ ૩૮.
વંદીદાદ, ફરગરદ ૨૧, ફકરો ૧ }.

નેમસેતે ગો[૨]સ્પેંત, નેમસેતે ગાઉશ હુધાઉ!

નો નમસ્કાર: એવું મથાળું, એ કલાંમની ઉપર, અખબારે સોદાગરનાં ખોરદેહ અવસ્તાનાં પુસ્તકને પાને ૫૨૪ મે છે.

૧ ચોપગાં

૨. ગોસ્પંદો, એટલે ગાયને મળતી બધી જાતોનાં પ્રાણીઓ, એવો ભાવારથ.

બળદ યા હર કોઈ જાતનું [1]ગોસ્પંદ

સામે મળે ત્યારે એ કલાંમ ભણવા : એવો ઉતારો
એક રવાયતમાંથી ડારમેસ્ટેટે કીધો છે.

મૂળ અરથ ગાય ; ભાવારથ — [1]ગોસ્પંદ —ફરાંમજી.
ગોધો, / ગાય. — સ્પીગલ. [૧૫૮ જુવો.] અથવા
[૧૫૮, ૧૬૦ જુવો.] પ્રથમ પેદા કીધેલો ગોધો [કે કઈ બીજું તે હમને ખબર નથી.] —હારલે.
[૧૫૮, ૧૮૪ જુવો.] જમીન —કાંગા.
[૧૬૦, ૧૭૪, ૧૭૯, ૧૮૪ જુવો.] ગોધો —ડારમેસ્ટેટે.

૧૬૦— કલમ ૪૦
વંદીદાદ, ફરગરદ ૩, ફકરા ૨, ૩.

અશવત ગોમ[1]વત નાઇરીવત.

[1]ગોસ્પંદ —ફરાંમજી, હારલે, સ્પીગલ, ડારમેસ્ટેટે.
[૧૫૮, ૧૫૯, ૧૮૪ જુવો.] ગાય —કાંગા.

ફ્રપીથ્વો ગાઉશ.[2]

[2]ગોસ્પંદ —ફરાંમજી, હારલે, સ્પીગલ, ડારમેસ્ટેટે.
[૧૫૮ જુવો.] ગાય ઢોરો —કાંગા.

૧૬૧— કલમ ૫૦, ૧૧૯.
ફરવરદીન યસ્ત, ફકરો ૫૦.

ગો[1]મત ઝસ્ત વરાવત.

[1]ગોસ્પંદો,

રાહે રાસ્તનુમાય જરથોસ્તીઆન નામની એક આગલી મંડળીએ મુકદતાદની ક્રિયાના ખચાતમાં કાહડેલાં ચોપાનીઆંમાં.
[૪૮, ૪૯, ૧૮૪ જુવો] ગાય —એરચજી, એદલજી, નેરીઓસંગ.
[૪૮, ૪૯ જુવો.] માંસ —ડારમેસ્ટેટે, સ્પીગલ.
પકવાન —હારલે.

૧૬૨— કલમ ૬૫
યજશને હા ૩૩, ફકરો ૩.

વા થવક્ષંગા ગવોઈ.[1]

[1]ગોસ્પંદો —અસ્પંદીઆરજી, હારલે, સ્પીગલ, મીલ્સ.

૧૬૩— યજશને, હા ૫૨, ફકરો ૧
સ્પીગલમાં, હા ૫૧, ફકરો ૧
અસ્પંદીઆરજીમા, હા ૫૧, ફકરો છેલો.)

અપાંમચ ગવાંમચ[1] ઉર્વરનામચ.

[1]ગોસ્પંદો —અસ્પંદીઆરજી, હારલે, સ્પીગલ, મીલ્સ.
[૧૫૮ જુવો.] ગાય ઢોર —કાંગા.

૧૬૪— કલમ ૯૪
વીસ્પરદ, કરદો ૧, ફકરો ૯
કરદો ૨, ફકરો ૧૧.

ગવે[1] હુધાઉંધે.

[1]ગોસ્પંદો —કેકોબાદજી.
[૧૫૮ જુવો.] ગાય ઢોર —કાંગા.
[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગધો —મીલ્સ. ગાય —સ્પીગલ.

²ગોદઈએહેચ નર્શ અશોનો. ²ગોસ્પંદો—કેકોબાદજી, સ્પીગલ, મીલ્સ.

[૧૫૮, ૧૬૯, ૧૭૨ જુવો] ગાયઢોર—કાંગા.

૧૬૫— કલમ ૬૧
વીસ્તાસ્પ યસ્ત, ફકરો ૪૧.

ગવે¹ હુધાઉંધે વાસ્ત્રીયંત. ¹ગોસ્પંદો—ડારમેસ્ટેટે, હારલે.

૧૬૬— કલમ ૬૦
યજશને, હા ૩૫, ફકરો ૪.

ગવોઇ¹ અદાઈશ. ¹ગોસ્પંદો—અસ્પંદીઆરજી, સ્પીગલ.

[૧૬૨, ૧૬૩, ૧૬૫ જુવો] ઢોરો—હારલે.
[૧૫૮, ૧૬૯, ૧૭૨ જુવો.] ગાય ઢોર—કાંગા.
[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૬૭— કલમ ૧૧૦
વીસ્પરદ, કરદો ૪ (૫), ફકરો ૨.

ફ્રા ગવે¹ વેરેંદીયાઇ. ¹ગોસ્પંદો—કેકોબાદજી, સ્પીગલ.

[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.
[૧૬૩, ૧૬૪, ૧૬૬, ૧૬૯, ૧૭૨, ૧૮૪ જુવો.] દુનિઆં—કાંગા.

૧૬૮— કલમ ૬૯
યજશને, હા ૫૧, ફકરો ૧૪.

ગવોઇ¹ આરોઈશ. ¹ગોસ્પંદો—અસ્પંદીઆરજી, હારલે.

[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગાય—સ્પીગલ. ગાયો—મીલ્સ.

૧૬૮. ક— કલમ ૧૧૬, ૭૭
યજશને, હા ૨૯, ફકરો ૭.

મજદાઉ ગવોઇ¹ ક્ષ્વીદેમચા. ¹ગોસ્પંદો—ફરાંમજી, અસ્પંદીઆરજી, હારલે.

[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ. ગાય—સ્પીગલ.

૧૬૯— કલમ ૬૪
યજશને, હા ૧૦, ફકરો ૨૦
બેહેરાંમ યસ્ત, ફકરો ૬૧.

ગવે¹ નેમેમ. ¹ગોસ્પંદો—અસ્પંદીઆરજી.
ગાય-ગોસ્પંદ—કાંગા.

[હમે જાણતા નથી કે] ગાય કે ગોસ્પંદ—એદલજી.
[હમે જાણતા નથી કે] ગાય કે ગોયો—સ્પીગલ, હારલે.
[૧૬૫, ૧૭૪ જુવો.] બળદ—ડારમેસ્ટેટે.
[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૬૯. ક— કલમ ૪૧
યજશને, હા ૪૮ (૪૭), ફકરો ૬.

ગવોઇ[1] વેરેઝીઆતાંમ. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, સ્પીગલ.
[૧૬૨, ૧૬૩, ૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.
[૧૬૨, ૧૬૩, ૧૬૫, ૧૮૪ જુવો.] ગાય—હારલે

૧૭૦— યજશને, હા ૧૦ (સ્પી૦ ૫૯: અ૦ ૫૮), ફકરો ૩ } કલમ ૪૬.

ગાઉશ[1] ખુયાત. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, હારલે, સ્પીગલ.
[૧૫૮, ૧૬૯, ૧૭૨, જુવો.] ગાય ઢોર—કાંગા.
[૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૭૧— યજશને, હા ૧૧, ફકરો ૧ } કલમ ૬૬.

ગાઉશય[1] અસ્પસચ હોમસચ. [1]ગાય—અસ્પંદીઆરજી, સ્પીગલ, હારલે, મીલ્સ.
ગાય ઢોર—કાંગા.

૧૭૧. ક— જીવાંમ બનાવતી વેળાએ ભણાતી ખશનુમન } કલમ ૧૦૫.

ગેઉશ તશને, ગેઉશ ઉરૂને—તવે ગેઉશ હુધાઉંગો ઉરૂને.
—યુઆકેમ ગેઉશ હુધાઉંગો ઉરૂને.
—યુષ્માકેમ ગેઉશ[1] હુધાઉંગો ઉરૂને.

[1]ગાયો, ગાયો તથા બકરીઓ, અથવા બકરીઓ—અસ્પંદીઆરજી.
[૧૭૩, ૧૭૪, ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૮૦, ૧૮૪, ૧૮૮ જુવો.] ગાય—સ્પીગલ.
[૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૭૨— યજશને, હા ૧૨, ફકરો ૨ } કલમ ૮૦.

ઉસ ગેઉશ[1] સ્તુઈએ. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, હારલે, સ્પીગલ.
ગાય ગોસ્પંદો—કાંગા.
[૧૮૪ જુવો.] { ગાયો—મીલ્સ. પૃથ્વી—હાઉગ.

૧૭૩— યજશને, હા ૩૫, ફકરો ૭ } કલમ ૮૬.

ગેઉશયા[1] વાસ્ત્રેમ. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, સ્પીગલ, હારલે.
[૧૭૨, ૧૮૦, જુવો.] ગાય ઢોર—કાંગા.
[૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૭૪— માહા ન્યાએશની શરૂઆત શીરોજા યસ્ત, ભાગ ૧, ફકરો ૧૨ } કલમ ૮૭.

ગેઉશચ[1] પોઉરુ સરેધઈઆઉ. [1]ગોસ્પંદો—એદલજી.

પણ શીરોજા યસ્ત, ભાગ પેહલો, ફકરો ૧૨ ની ફુટનોટમાં, ગાઘો; ગોસ્પંદો. —સ્પીગલ.

પણ શીરોજા યસ્ત, ભાગ પેહલો, ફકરો ૧૨ ની ફુટનોટમાં, ગાઘો; ગોસ્પંદો. —ડારમેસ્ટેટે.

[૧૭૨, ૧૮૦, ૧૮૪ જુવો.] ગાઘો.—કાંગા, હારલે.

૧૭૫— યજશને, હા ૩૨, ફકરા ૧૨ તથા ૧૪ કલમ ૭૨, ૯૬.

ગેઉશ[1] મોરેન્દેન. ગાઉશ[1] જીદયાઈ મરોઇ. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, ફરાંમજી.

૧૪ મા ફકરામાં ગાય; ૧૨ મા ફકરામાં ગોસ્પંદો —હારલે.

[૧૭૩, ૧૭૪, ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૮૦, ૧૮૪, ૧૮૮ જુવો.] ગાય—સ્પીગલ.

[૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૭૬— યજશને, હા ૩૩, ફકરો ૪ કલમ ૬૩.

નદેંતો ગેઉશચા[1] વાસ્ત્રાત. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, હારલે સ્પીગલ.

[૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૧૭૭— વંદીદાદ, ફરગરદ ૭, ફકરો ૭૬ કલમ ૧૪૭.

ગેઉશ[1] ઈઓજદઈઆંન અંઘેન. [1]ગોસ્પંદ—ફરાંમજી.

ગોસ્પંદો—સ્પીગલ, હારલે.

[૧૪૪, ૧૭૯, ૧૮૧ જુવો.] ગાય—ડારમેસ્ટેટે.

[૧૪૪, ૧૭૨, ૧૮૦ જુવો.] ગાય—કાંગા.

૧૭૮— યજશને, હા ૩૭, ફકરો ૨ કલમ ૮૫.

યેઇ ગેઉશ[1] હચા શ્કીયંતી. [1]ગોસ્પંદો—સ્પીગલ, હારલે.

[૧૮૪ જુવો.] ગાયો—મીલ્સ.

૦—કાંગા.

નરમીઅતથી—ફરાંમજી, અસ્પંદીઆરજી.

૧૭૯— માહા બોખતાર ન્યાએશ, ફકરો ૧૦ કલમ ૪૭.

દસ્ત ગેઉશ.[1] [1]ગોસ્પંદો—ડારમેસ્ટેટે, હારલે.

[૧૭૨, ૧૮૦ જુવો.] ગાય ઢોર—કાંગા.

[હમને સમજ પડતી નથી એવી ફુટનોટ.] માંસ; —સ્પીગલ.

ખાણું તથા રોટલી—એદલજી.

૧૮૦— વંદીદાદ, ફરગરદ ૪, ફકરો ૪૮ કલમ ૧૧૫.

યો ગેઉશ[1] ઉરૂથ્વરે હામ પાક્રાઈતી. [1]ગોસ્પંદો—ફરાંમજી, સ્પીગલ.
જાનવરો—કાંગા.
[૧૧૫ ની ફુટનોટ જુવો.] માંસ—ડારમેસ્ટેટે, હારલે.

૧૮૧— કલમ ૫૫, ૧૧૩
ફરવરદીન યસ્ત, ફકરો ૧૦૦
જમીઆદ યસ્ત, ફકરો ૮૬.

થ્રાંફ્દ્રોમ ગેઉશચ[1] વાસ્ત્રેહચ. [1]ગોસ્પંદો—અરચજી, હારલે, ડારમેસ્ટેટે.

[૧૭૩, ૧૭૪, ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૮૦, ૧૮૪, ૧૮૮ જુવો.] ફરવરદીન યસ્તમાં, ગાય;
[૧૭૨ જુવો.] જમીઆદ યસ્તમાં, માંસ. —સ્પીગલ.

૧૮૨— કલમ ૪૮
વંદીદાદ, ફરગરદ ૪, ફકરો ૪૬.

ગેઉશ.[1] [1]ગોસ્પંદ—ફરાંમજી.
[૧૭૯, ૧૮૧ જુવો] બળદ.—ડારમેસ્ટેટે.
[૪૮ ની ફુટનોટજુવો.] માંસ—સ્પીગલ, કાંગા.
ખોરાક—હારલે.

૧૮૩— કલમ ૪૫, ૧૧૮
વીસ્તાપ યસ્ત, ફકરો ૪૫.

બુઇરી ગઓશ,[1] બુઇરી ખરેથ. [1]ગોસ્પંદો—હારલે.
[૧૭૯, ૧૮૧ જુવો.] માંસ—ડારમેસ્ટેટે.

૧૮૪— કલમ ૬૫ ક
કલમ ૭૪ થી ૭૯
યજશને, હા ૨૮, ફકરો ૨
હા ૨૯, ફકરો ૧ વગેરે.

ગેઉશ[1] ઉર્વા. [1]ગોસ્પંદોનાં રવાંનો—અસ્પંદીઆરજી, ફરાંમજી.

ગોસ્પંદોનો મીનો;
ગાય માતાનું રવાંન;
ગોધાનું રવાન;
ગાય અથવા ઘોધો,
ગોસ્પંદો. —હારલે.
[હારલે, પાનું, ૧૮૮, ફુટનોટ] પણ ઘણું કરીને
૭૪ માં પાનાની ફુટનોટમાં
'ગેઉશ ઉરવા કોણ છે, તે કોઈ સારી પેઠે સમજતું નથી.'

ગોધો;
ગાય;
બીજા ફકરામાં, ગો એટલે ગોસ્પંદો. —સ્પીગલ.

મૂળ અરથ ગાયોનું રવાંન;
પણ, 'માનસો, ગોસ્પંદો, તથા દુનીઆંનાં બધાં ભલાં પ્રાંણીઓ,'
એવો ભાવારથ' [કરીએ તો આપણી અક્કલ કબુલ કરે તેવી વાત અવસ્તામાંથી ઉભી કરી શકાશે.] —મીલ્સ.

| | | |
|---|---|---|
| મૂળ અરથ, | ગાયનું રવાન; | —હાઉઘ. |
| પણ | જાનદાર પેદાએશનું રવાન, | |
| | પેદાએશનું રવાન, | |
| | પૃથ્વીનું રવાન, | |
| | પૃથ્વીનું સરવ વ્યાપક રવાન, | |
| | બધી જાતની હસ્તી અને વધ્ધીનું કારણ, | |
| એવા એવા ભાવારથ [કરીએ, તો આપણી અક્કલ કબુલ કરે તેવી વાત અવસ્તામાંથી ઉભી કરી શકાશે.] | | |

---

## 'ગોસ્પંદ'—એવો અર્થ છોડી દેવાને મીલ્સે બતાવેલાં કારણો:-

Nor is it one main effort of religion 'to content the soul of cattle.'

૧. ગોસ્પંદોને સુખી કરવાનું કામ, ધરમની એક મુખ્ય કોશેસ હોય નહીં..

(યજશને, હા૩૧, ફકરો ૯, ૪ થી ફુટનોટ.)

Nor do they cry aloud for an overseer.

૨. 'હમારાં રક્ષણને માટે કોઇને મોકલો,' એવું બોલવાની શકતી ગોસ્પંદોને નથી.

(ઉપલીજ ફુટનોટ.)

Or complain at the appointment of one, who does not appear to them promissing.

૩. રક્ષણ કરવાને માટે કોઇને [જરથોસ્તને] ઠરાવવામાં આવે, ત્યારે, 'એ તો નબળો છે', એવું સમજવાની શકતી ગોસ્પંદોને હોય નહીં.

(ઉપલીજ ફુટનોટ.)

This cow chooses her master unlike other cattle. She seems reconciled to the guardian appointed by Ahura; [although] she actually 'wept' at the naming of the pusillanimous Zarathustra.

૪. પોતાના ધણીને પસંદ કરવાની શકતી ગોસ્પંદોને હોય નહીં.

(યજશને, હા ૩૧, ફકરો ૧૦, ૫ મી ફુટનોટ.)

## મીલ્સે બતાવેલાં કારણોની સાંમે ઉભા થતા વાંધા:-

૧. માનસ જાતને એકંદરે ને આકેબતે સુખી કરવાનું કામ, ધરમની એક મુખ્ય કોશેસ છે.

માનસ જાતે ગોસ્પંદોને મારવાં, તે પોતાને મારવા બરાબર છે. (જુવો કલમ ૩૭, ૩૮, તેની ૨ થી ૫ ફુટનોટ, તથા કલમ ૩૯, ૫૭, ૫૮, ૮૧.)

તેથી ગોસ્પંદોને સુખી કરવાનું કામ, ધરમની એક મુખ્ય કોશેસ હોય.

૨. વિચાર જણાવવાને માટે તે જેહાનમાં (on the spiritual plane) જીભ જોઈતી કેહવાતી નથી. એકના મનમાં એક વિચાર જેવો પેદા થાય, કે તે સામાનાં મનમાં જતો કેહેવાય છે (Thought transference). માટે અહુરમજદ આગળ ફરીઆદ કરવાની શકતી, અને જેસભર ફરીઆદ કરવાની શકતી બી, ગોસ્પંદોનાં રવાંનોને હોય.

૩. ગોસ્પંદોને સમજ છે. તે સમજ માનસની સમજથી થોડીકજ ઓછી છે. તેથી પોતાનાં રક્ષણને માટે ઠરાવેલા શખસની શકતી તેઓ સમજી શકયાં હોય, એ બનવા જોગ છે.

૪. ગોસ્પંદો ચોકસ માનસ તરફ દોડી જતાં ને પ્યાર બતાવતાં માલમ પડે છે. એટલે કે તેઓ ચોકસ માનસને પસંદ કરતાં માલમ પડે છે. તેથી પસંદ કરવાની શકતી ગોસ્પંદોમાં હોવી જોઇએ.

Now however we see that she must have dried her tears, as she is satisfied with the simple workman, whom Zoroaster represents notwithstanding his high rank.

૫. યજશને, હા ૩૧, ફકરો ૧૦ માં જણાવે છે કે 'ગોસ્પંદોએ ખેડુતને પસંદ કીધો.'

જરથોસ્તનો એક એલકાબ ખેડુત છે; અને ગોસ્પંદો એ તેને પસંદ કરવા સંબંધી રકજીક યજશને, હા ૨૯, ફકરા ૮, ૯ માં આવેલી છે.

માટે યજશને, હા ૩૧, ફકરો ૧૦ માં ખેડુત એટલે જરથોસ્ત, એમ આપણે સમજવું જોઇએ.

(એજ ફુટનોટ.)

---

The raids concerned the owners more than the cattle. Therefore the Kine must represent the people as well as their live-stock.

૬. ધાડ પડે ત્યારે ગોસ્પંદોના કરતાં માનસોની ખરાબી વધારે થાય. તેથી, ગોસ્પંદોના સંબંધમાં ધાડ પડવાની વાત આવે, તો તે ઠેકાણે ખાલી ગોસ્પંદોજ સમજવાં નહીં.

(યજશને, હા ૫૦, ફકરો ૨, ૩ ૭ ફુટનોટ.)

---

Cattle do not have paths made for them. The path is the path for the people to walk in, [the path mentioned in yasna 34–13, 'the path which is made up of the religious precepts and laws of the Saviours'.]

૭. ગોસ્પંદોના સંબંધમાં કંઈ 'રસ્તા' ની વાત આવી શકે નહીં. માનસના સંબંધમાં રસ્તાની વાત આવે છે. યજશને, હા ૩૪, ફકરો ૧૩ માં માનસોને માટેના અશોઈના રસ્તાની વાત આવેલી છે. માટે ગોસ્પંદોના સંબંધમાં 'રસ્તા' ની વાત આવે, ત્યારે ખાલી ગોસ્પંદોજ સમજવાં નહીં.

(યજશને, હા ૩૧, ફકરો ૯, ૪ થી ફુટનોટ.)

---

૫. ક. ગોસ્પંદોએ પોતાના ધણી તરીકે ખેડુતને પસંદ કીધો, તથા રખડી રઝડીને પેટ ભરનારને પસંદ નહીં કીધો, એવી વાત, મીલ્સના ધારયા પ્રમાણે, યજશને, હા ૩૧, ફકરા ૧૦ માં આવેલી છે. રખડી રઝડીને પેટ ભરનારને ત્યાં ખાવાનું ઓછું હોય, પણ ખેડુતને ત્યાં પુરતું હોય. તેથી ગોસ્પંદો પોતાના ધણી તરીકે ખેડુતને પસંદ કરે, એ બનવા જોગ છે. તેથી ખેડુત એટલે જરથોસ્ત એવો ભાવારથ આ ઠેકાણે થાય નહીં.

ખ. રખડી રઝડીને પેટ ભરનાર જરથોસ્તનો હરીફ (rival) નથી. તેટલા માટે ખેડુત એટલે જરથોસ્ત એવો ભાવારથ થાય નહીં.

ગ. ખેડુત વિરૂધ્ધ રખડી રઝડીને પેટ ભરનાર —એ બે વિશે વાત ચાલેછે. તેથી ખેડુત એટલે સાધારણ ખેતી કરનાર, એવોજ અરથ આ ઠેકાણે થવો જોઇએ.

---

'What saving champion is found to save both flocks and herds? And who for myself other than......Thyself, Ahura?

(યજશને, હા ૫૦, ફકરો ૧.)

૬. ક. મીલ્સ એવી અટકળ કરે છે કે પારકા લોકો ઈરાનીઓ ઉપર ધાડ પાડતા હતા, તેનો આ ઇસારો છે. પણ એ અટકળ ખાતરી ભરેલી દેખાતી નથી.

ખ. Flocks and herds તથા myself એવા બોલ આવેલા છે. તેથી માનસોનો અરથ myself માં સમાઈ જાય—flocks and herds માં નહીં. તેથી ગોસ્પંદો એટલે ખાલી ગોસ્પંદોજ, એવો અરથ હોય.

---

... ... Thine, O Creator of the Kine! was understanding and the Spirit, when Thou didst order a path for her (guiding.) From the earth's tiller (aided) she goeth (in that allotted way), or from him, who was never tiller.

(યજશને, હા ૩૧, ફકરો ૯.)

૭. ક. બધા તરજુમાઓ એક બીજાથી ઘણા જુદા પડે છે. તેથી 'રસ્તા' ને લગતું idiom સમજાયલું દેખાતું નથી.

ખ. 'ખેડુત' શબ્દ આવેલો છે, તે ઉપરથી 'ગોસ્પંદો' એટલે ખાલી ગોસ્પંદોજ, એવો અરથ થશે.

---

૮. સઉથી મોટો વાંધો આ છે:—
કલમ ૮૭, ૧૮૫, ૧૮૬, ૧૮૭, તથા ૧૮૮માં જણાવેલા અવસ્તાના ફકરાઓ, કલમ ૬૫-ક. તથા ૭૪ થી ૭૯ ઇત્યાદીનીજ જાતના છે; તે છતાં મીલ્સનો ભાવારથ આગલી કલમોમાં બંધબેસ્તો થતો નથી.

---

પણ મીલ્સનો એ અરથ ખરો પડે તો બી ગોસ્પંદોનાં રક્ષણની વાત વજનમાં જરા બી ઓછી થશે નહીં. ત્યારે, ગોસ્પંદો વગેરે તમામ જાનવરો તેમજ માનસો, એકજ સપાટી પર મુકાયલાં, ગાથામાં, આપણને જણાશે. અને તે ઉપરથી એવું ફરમાન નીકળશે કે, માનસ બીજાં માનસો સાથે જેમ ઈન્સાફથી ચાલે, તેમજ તમામ જાનવરો સાથે બી તેણે ઈનસાફથી ચાલવું.

---

## હાઉગના અર્થો ને કારણો:-

જે લખાણમાં 'ગેઉશ ઉરવા' ના જુદા જુદા અરથ, હાઉગે કીધા છે, તે એવું ગથલ મથલ છે, કે કીયા અરથ ને માટે કીયાં કારણો આપ્યાં છે, તે સાધારણ વાંચનારને દેખાય નહીં. તેથી તેની ભુલો ઢંકાયલી રહે, અને તેણે કીધેલા અરથો ખરા દાખલ પસાર થયા જાય.

તે લખાણ ન્યાય શાસ્ત્રના કાનુનો પ્રમાણે ગોઠવતાં નીચે પ્રમાણે સમજાય છે:—

૧. પૃથ્વી પર પેહલું પ્રાણી જે પેદા થયું, તે એક બળદ હતો. બળદને મારી નાખવામાં આવ્યો ત્યારે તેનાં મુએલાં શરીરમાંથી તમામ જાતની જાનદાર પેદાએશ પેદા થઈ: એવી કથા છે. તેટલા માટે 'ગેઉશ ઉરવા' નો અસલ અરથ 'ગાયનું રવાન' કરીને થાય છે, તેને બદલે 'જાનદાર પેદાએશનું રવાન' એવો ભાવારથ કરવો જોઇએ.

(પારસીઓના ધરમ ઈત્યાદી વિશેના હાઉગના રીસાલા, પાનું ૧૪૦; લીટી ૨૯–૩૨.)

## હાઉગના અર્થોની સામે વાંધા:-

૧. ક. એક બોલનો એકવાર 'બળદ' જેવો અરથ કરે, અને તરતજ 'ગાય' જેવો કરે, તે શખસ તે બોલ વિશે બીજી વધુ કલ્પનાઓ દોડાવે, તે કલ્પનાઓ ખોટી પડવાના ઘણા ભયમાં હોય.

ખ. દરેક શરીરમાં રવાન જુદું જુદું છે એવું કેહવાય છે. તેથી પ્રથમ પેદા કીધેલા બળદનું રવાન, તેની ઓલાદનાં બીજાં પ્રાણીઓનાં રવાનો તરીકે ગણાય નહીં. તેથી એવો ભાવારથ ખોટો હોય.

ગ. અનેક પ્રાણીઓને માટે એક સામાન્ય રવાન હોય નહીં, તેથી એ ભાવારથ ખોટો હોય.

ઘ. પ્રથમ પેદા કીધેલો બળદ ગુજરી ગયો, તેનું રવાન બેહેસ્તમાં ગયું. અને તેના ગુજરવા પછી બીજાં પ્રાણીઓ પેદા થયાં, તેઓનાં રવાનો આ પૃથ્વી પર રહ્યાં. જુદી જુદી જગાએ એક વસ્તુ એકી વેળાએ હોય નહીં, તેથી એ ભાવારથ ખોટો હોય.

ચ. ૮૭, ૧૮૫, ૧૮૬, ૧૮૭ તથા ૧૮૮ કલમોમાં, અને ૬૫-ક. તથા ૭૪ થી ૭૯ મી કલમોમાં, 'ગેઉશ ઉરવા' એક સરખે અરથે વપરાયલો દેખાય છે. આગલી કલમોમાં એ ભાવારથ બંદબેસ્તો નથી, તેથી ખોટો હોય.

---

૨. ફારસીમા 'ગઉહર' શબ્દનો અરથ પેદાએશ (nature) થાય છે. અવસ્તાનો 'ગેઉશ ઉરવા' શબ્દ ઉચ્ચારમાં બગડતો બગડતો પાજંદ ભાષામાં 'ગોશુરૂન' થયો. તેજ હજુ બગડતો બગડતો આગળ ચાલ્યો હશે, અને છેવટે આ 'ગઉહર' શબ્દ થયો હશે.

હવે 'ગઉહર' નો અરથ 'પેદાએશ' થાય છે, તે કેમ થયો હશે? 'પેદાએશ' 'ગેઉશ'નો ભાવારથ હશે. 'ગેઉશ' બગડીને 'ગઉહર' થયો હશે; પણ 'પેદાએશ' અરથ જમાનાના જમાના સુધી સલામત રહયો હશે, તેથી 'ગઉહર'નો તે અરથ બન્યો હશે. તેટલા માટે

૨. ક. આ genuine philological tracing નથી, પણ એક અટકળ છે. અટકળ ખોટી બી હોય.

ખ. નિરજીવ ચીજમાં રવાન હોતું કેહવાતું નથી. 'પેદાએશ' શબ્દમાં જાનદાર ઉપરાંત નિરજીવ ચીજો બી સમાઈ જાય છે. તેથી 'પેદાએશનું રવાન' એવો ભાવારથ ખોટો હોય.

ગ. ૮૭, તથા ૧૮૫ થી ૧૮૮ કલમોમાં એ ભાવારથ બંધબેસ્તો નથી, તેથી ખોટો હોય.

'ગેઉશ ઉરવા' નો ભાવારથ 'પેદાએશનું રવાન' કરીને કરવો જોઇએ.

(એજ ચોપડીનું પાનું ૧૪૦; લીટી ૨૮–૨૯.)

---

૩. અવસ્તામાં 'ગેઉશ' એટલે ગાય, ને સંસ્કરતમાં 'ગાય' તથા 'પૃથ્વી.' ગ્રીકમાં 'ગે' એટલે પૃથ્વી. તેટલા માટે 'ગેઉશ ઉરવા' નો અસલ અરથ 'ગાયનું રવાન' કરીને થાય છે, તેને બદલે 'પૃથ્વીનું રવાન' જેવો ભવારથ કરવો જોઈએ.

(એજ ચોપડીનું પાનું ૧૪૧; લીટી ૩૧–૩૨.)

૩. ક. એક શબ્દનો એક ભાષામાં એક અરથ થાય તથા બીજી ભાષામાં બે અરથ થાય—ફકત તેટલાજ માટે આગલી ભાષામાં પેલો બીજોબી અરથ કરવોજ જોઇએ: એવો કોઈ નિયમ નથી.

પેલો બીજો અરથ બી લેવાને માટે કોઈ ખાસ સબબ અથવા સબબો હોવા જોઇએ. હાઉગની બાજુમાં ૧, ૨, ૫, ૬ નંબર વાળી કલમોમાં જણાવેલી વાતો ખોટી પડી જાય છે, તેથી ખાસ સબબો તરીકે તેઓ ગણાય નહીં.

એ પ્રમાણે સામાન્ય નિયમ બી નથી ને ખાસ સબબ બી નથી, તેથી 'પૃથ્વીનું રવાન' જેવો ભાવારથ ખોટો હોય.

ખ. ૮૭ તથા ૧૮૫ થી ૧૮૮ કલમોમાં એ અરથ બંધબેસ્તો નથી, તેથી ખોટો હોય.

---

૪. 'પૃથ્વીનું રવાન' કહો, અથવા 'પૃથ્વીનું સરવ વ્યાપક રવાન' કહો. અને 'પૃથ્વીનું સરવ વ્યાપક રવાન' એટલે એમ સમજો જે 'બધી જાતની હસ્તી અને વરધ્ધીનું કારણ.'

(એજ ચોપડીનું પાનું ૧૪૦; લીટી ૧૪–૧૫.)

૪. ક. પૃથ્વીનું રવાન સરવ વ્યાપક હોય નહીં.

ખ. 'કારણ' જેવો અરથ ગુંછવાડા ભરેલો છે. એક વસ્તુની હસ્તીનાં હમેશાં બે કારણ હોયછે—નિમિત કારણ ને ઉપાદાન કારણ. પાણી પીવાનાં માંટલાંનું નિમિત કારણ કુંભાર છે, ને ઉપાદાન કારણ મટોડું છે. એ પ્રમાણે બધી જાતની હસ્તી ને વરધ્ધીનું નિમિત કારણ અહુરમજ્દ છે, ને ઉપાદાન કારણ હિંદુઓ પ્રમાણે પંચમહાભુત અને ઈરાંનીઓ પ્રમાણે ચાર આનાસરો છે. તેથી 'ગેઉશ ઉરવા' બધી જાતની હસ્તી અને વરધ્ધીનું બેમાંથી એકે કારણ નથી. તેથી એ ભાવારથ ખોટો હોય.

ગ. ૮૭ તથા ૧૮૫ થી ૧૮૮ કલમોમાં એ અરથ બંદબેસ્તો નથી, તેથી ખોટો હોય.

---

૫. રૂગવેદનાં ચોથાં પુસ્તકમાં આવેલી વામદેવ વાળી કવિતામાં એમ કહ્યું છે કે રીભુ નામના દેવતાઓએ 'ગાય કાપી ને [તે ક્રિયા વડે] પૃથ્વી ફળદરૂપ કીધી.' તેટલા માટે 'ગેઉશ ઉરવા' નો અસલ અરથ 'ગાયનું રવાન' કરીને થાય છે, તેને બદલે 'જમીન ખેડવી' એવો ભાવારથ કરવો જોઇએ.

(એજ ચોપડીનું પાનું ૧૪૧; લીટી ૩૨–૩૫.)

૫. ક. ગાય તેજ પૃથ્વી, એવું પુરવાર કરવાનું છે. તેના ટેકામાં રજુ કીધેલો દાખલો બતાવે છે કે ગાય તે પૃથ્વી નહીં. તેથી એ ભાવારથ ખોટો દેખાય છે.

ખ. ૮૭ તથા ૧૮૫ થી ૧૮૮ કલમોમાં એ અરથ બંદબેસ્તો નથી, તેથી ખોટો હોય.

---

૬. પોતાની જીંદગી ઉપર થયલા હુમલાને માટે 'ગેઉશ ઉરવા' મોટેથી રડતું હતું, અને અમશાસ્પંદોની મદદ માંગતું હતું ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... અહુરમજ્દે [તે ઉપરથી એવો ચુકાદો કીધો કે] ખેડુતના ફાયદાને માટે 'ગેઉશ ઉરવા' ના કાપીને કટકા કરવાજ જોઇએ.

(એજ ચોપડીનાં પાના, ૩૯ ની છેલી લીટીથી ૧૪૦ ની ૭ મી લીટી સુધી.)

૬. ચુકાદો અવસ્તામાં અરજદારની તરફેણમાં છે, ને આ તરજુમામાં વિરૂધ્ધ છે. તેથી 'પૃથ્વીને ખેડવી' એવો અરથ ખોટો હોય.

---

૭. પોતાની જીંદગી ઉપર થયલા હુમલાને માટે જાનદાર પેદાએશનું રવાન મોટેથી રડતું હતું અને અમશાસ્પંદોની મદદ માંગતું હતું. અહુરમજદે [તે ઉપરથી એવો ચુકાદો કીધો કે] પૃથ્વીનાં રવાનના કાપોને કટકા કરવાજ જોઇએ. (એટલે કે પૃથ્વીને ખેડવીજ જોઇએ.)

ઉપલોજ ફકરો, ભાવારથે.

---

☞ ૧૪૦ માં પાનાની પેહલી બાર લીટીમાં યજશનેના ૨૯ મા હાની મતલબ સમજાવવામાં હાઉગે ૯-૧૦ ભુલ કીધેલી દેખાય છે.

૭. વાતની શરૂઆતના ભાગમાં એક અરથ લેવામાં આવે છે, અને તેને છેડે તેને છોડી દેવાની ફરજ પડે છે, તેથી તે ખોટો હોય. તેથી 'જાનદાર પેદાએશનુ રવાન' એવો અરથ ખોટો હોય.

---

૮. જાનદાર પેદાએશનું રવાન,
પેદાએશનું રવાન,
જમીનની ખેતી,
પૃથ્વીનું રવાન,
પૃથ્વીનું સરવ વ્યાપક રવાન,
બધી જાતની હસ્તી અને વરધીનું કારણ—

આસ્માન અને જમીન જેટલા એકએકથી જુદા આ અરથોને એકજ વાત ઉપર લાગુ પાડવાની કોશેસ, એ સરવે અરથો ઉપરથી આપણો ભરોસો ઉઠાડી મેલે છે.

૧૮૫— યજશને, હા ૩૯, ફકરો ૧.

યજમઈદે ગેઉશ[1] ઉર્વાનેમચા.

[૧૮૪ જુવો.]

[1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, ફરાંમજી.
ગોષો;—સ્પીગલ.
હારલે,
ગાયો—માલ્સ.
દુનિયાં—કાંગા.

૧૮૬— કલમ ૮૮, ૮૯, ૯૧, ૯૨
યજશને, હા ૧, ફકરો ૨
હા ૧, ફકરો ૨૧
હા ૩, ફકરો ૧૩
હા ૪, ફકરો ૧૬
હા ૭, ફકરો ૧૩
હા ૨૨, ફકરો ૧૧
હા ૨૪, ફકરો ૨૧
હા ૬૬, ફકરો ૧૦
શીરોજા, ભાગ પેહલો, ફકરો ૧૪
વીસ્પરદ, કરદો ૯ (૧૦), ફકરો ૫
જીવાંમ તઈયાર કરવાની રીતમાં

ગેઉશ[1] તશને, ગેઉશ ઉરૂને

[૧૮૪ જુવો.]

[1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, ફરાંમજી.
ગાય—સ્પીગલ,
ડારમેસ્ટેટે.
ગાયો—મીલ્સ.
ગોષો—હારલે.
દુનિયાં—કાંગા.

૧૮૭— કલમ ૯૦, ૯૩, ૧૩૬
યજશને, હા ૨, ફકરો ૧૧
હા ૬, ફકરો ૧૦
હા ૧૬, ફકરો ૪
હા ૧૭, ફકરો ૧૦
હા ૨૬, ફકરો ૪
હા ૬૯, ફકરો ૧૦
શીરોજા, ભાગ બીજો, ફકરો ૧૪

ગેઉશ[1] હુધાઉગો ઉર્વાનેમ.

[[1]અર્થો ઉપલી કલમ પ્રમાણે.]

૧૮૮— કલમ ૪૨, ૪૩, ૪૪
મેહેર યસ્ત ફકરો ૨૮
ફરવરદીન યસ્ત ફકરો ૫૨
વંદીદાદ, ફરગરદ ૧૮, ફકરો ૨૭
આતશ ન્યાએશ, ફકરો ૧૦
યજશને, હા ૬૨ (૬૧), ફકરો ૧૦

ગેઉશચ[1] વાંથ્વ. ગેઉશ[1] વાંથ્વ. ગોસ્પંદોનાં ટોળાં—ફરાંમજી,
અસ્પંદીઆરજી,
સ્પીગલ,
હારલે.

મેહેર યસ્તયાં ગાયનાં ટોળાં;
ફરવરદીન યસ્તમાં ગોસ્પંદોનાં ટોળાં. —એરચજી,
[૧૭૨, ૧૮૦ જુવો.] ગાયઢોરનાં ટોળાં—કાંગા.
[૧૮૪ જુવો.] ગાયોનાં ટોળાં—મીલ્સ.
[૧૭૪, ૧૭૯, ૧૮૧ જુવો.] બળદોનાં ટોળાં—ડારમેસ્ટેટે.

૧૮૯—
૧૯૦— આ બે કલમો ઉપલીમાં પાછળથી ભેળી નાંખી છે.

૧૯૧— કલમ ૩૫
યજશને, હા ૭૧ (૭૦), ફકરો ૯.

[1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી,
ફરાંમજી,
સ્પીગલ,
હારલે,
મીલ્સ.
૦—કાંગા.

**વીસ્પાંમચ ગાંમ[1] ઉપાપાંમચ ઉપસમાંમચ ફ્રપતરે જાતાંમચ રવસચરાતાંમચ ચંઘ્રહઘાચસચ યજ઼મઈદે!!** (ફકરો ૯.)

**ઉસ્તેમે ઉર્વેસે ગઈએહે ફ્રત્રવાઉ પઈરીતે તનવ અઝેમ યો અહુરો મજ઼દાઉ ઉર્વાનેમ હચ અચીશ્તાત અંધાત!!!** (ફકરો ૧૫.)

૧૯૨— કલમ ૩
યજશને, હા ૩૭, ફકરો ૧.

યે ગાંમચા[1] અશેમચા દાત. [1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી,
ફરાંમજી,
સ્પીગલ.
[૧૮૪, ૧૯૧ જુવો.] ગાયો એટલે ભલાં પ્રાણીઓ—મીલ્સ.
જાનવરો—કાંગા.
ગાય—હારલે.

૧૯૩— કલમ ૫૪
ફરવરદીન યસ્ત, ફકરો ૨૨.

યાઓ ગાંમ[1] વીધારઇએન. [1]ગોસ્પંદો—એરચજી,
ડારમેસ્ટેટે,
હારલે.
[૧૯૧, ૧૯૨ જુવો.] ગાય—સ્પીગલ.

૧૯૪— ફરવરદીન યસ્ત, કલમ ૫૬ ફકરો ૮૮.

પોઇરીઆઇ હંધનુશે ગામચ[1].

[૧૯૧, ૧૯૨ જુવો.]

[1]ગોસ્પંદો—એરચજી. હારલે.
ગાય—સ્પીગલ.
ગાયો—ડારમેસ્ટેટે.

૧૯૫—યજશને, હા ૫૧, ફકરો ૭.

યે ગાંમ[1] તશો.

[૧૮૪, ૧૯૧, ૧૯૨ જુવો.]

[1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, ફરાંમજી, હારલે.
ગાય—સ્પીગલ.
ગાયો—મીલ્સ.

૧૯૬— યજશને, હા ૩૨, કલમ ૮૧ ફકરો ૧૦.

ગાંમ[1].

[૧૮૪, ૧૯૧ જુવો.]

[1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, ફરાંમજી.
ગાય—સ્પીગલ.
ગાયો—મીલ્સ.
જમીન—કાંગા,

૧૯૭— શીરોજા યસ્ત, ભાગ બીજો, કલમ ૫૯ ફકરો ૭.

ફ્શોની વાંથ્વાંમ[1] યજમઇદે.

[૪૨, ૪૩, ૪૪, ૯૫, ૧૮૮ અને ખાસ કરીને ૨૦૦. ક જુવો.]

[1]ગોસ્પંદો—અસ્પંદીઆરજી, ફરાંમજી. ડારમેસ્ટેટે, હારલે. સ્પીગલ.
ગાયઢોર—કાંગા.

૧૯૮— આવાં યસ્ત, કલમ ૫૨ ફકરો ૧.

વાંથ્વો[1] ફ્રાધનામ.

[૧૮૮ જુવો.]

[1]ગોસ્પંદોનાં ટોળાં—ડારમેસ્ટેટે, સ્પીગલ, મીલ્સ.
ઢોરો—હારલે.
ટોળાં—કાંગા.

૧૯૯— ગોશ યસ્ત, કલમ ૫૩ ફકરો ૧.

દ્વો[1] પસવાંમ.

[૨૦૦ જુવો.]

[1]પશુઓ [એટલે કે ગોસ્પંદો]—એરચજી, ડારમેસ્ટેટે, સ્પીગલ.
ઘોડાઓ—હારલે.

૨૦૦— વંદીદાદ, ફરગરદ ૩, કલમ ૫૧ ફકરો ૫.

પસવસચ.[1]

[1]ગોસ્પંદો—ફરાંમજી.
પશુઓ [એટલે કે ગોસ્પંદો]—સ્પીગલ, ડારમેસ્ટેટે. હારલે, કાંગા.

સ્તોરાચ.[2] [2]મોટાં ઢોર—બધા.

૨૦૦ ક— કલમ ૯૫
વીસ્પરદ, કરદો ૧૨ (૧૪), ફકરો ૧.

ક્ પશુ[1] ક્ા વીરાતાચ. [1]પશુઓ [અથવા ગોસ્પંદો]—સ્પીગલ.
મીલ્સ.
ગાયઢોર—કાંગા.

---

જીવાંમ એટલે દુધ સાથે ભળેલું પાણી, એવો ભાવારથ.

૨૦૧— કલમ ૮૨
વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરો ૯.

હાવનચ તસ્તચ[1]. તસ્તો [એટલે જીવાંમની રકાબી]—ફરાંમજી,
હારલે,
કાંગા.
[જીવાંમનું] પ્યુલું—સ્પીગલ,
ડારમેસ્ટેટે.

૨૦૨— કલમ ૧૦૪
વંદીદાદ, ફરગરદ ૧૪, ફકરો ૮.

અસ્ત્ર ગોદ્દેધે[1] પઇતીદાનો. [1]જીવાંમનું વાસણ—ફરાંમજી.
જીવાંમનું પ્યુલું—હારલે.
[જીવાંમની] રકાબી—સ્પીગલ.
ગોસ્ત દાન—પેહેલવી તરજુમો.
માંસ રાખવાનું વાસણ; —ડારમેસ્ટેટે.
[૨૦૧ જુવો] પણ વધારે સંભવિત અરથ, દુધ રાખવાનું વાસણ.
[મને ખબર નથી કે] માંસ મુકવાની રકાબી; —કાંગા.
કે દુધ મુકવાની રકાબી.

૨૦૩— કલમ ૧૨૮
વંદીદાદ, ફરગરદ ૩, ફકરો ૧
યજશને, હા ૬૨ (૬૧), ફકરો ૧.

એસ્મો જસ્તો, બેરેસ્મો જસ્તો, ગો[1] જસ્તો, હાવન જસ્તો.
[1]જીવાંમનો તસ્તો અથવા પ્યુલું—હારલે.
જીવાંમ—ફરાંમજી,
અસ્પંદીઆરજી,
કાંગા.

વંદીદાદ, ફરગરદ ૩, ફકરો ૧ માં, જીવાંમનું પ્યુલું; —સ્પીગલ.
પણ યજશને, હા ૬૨ (૬૧,) ફકરો ૧ માં, માંસ.
[૮૨, ૧૦૩ થી ૧૦૫.અ, ૨૦૧, ૨૦૨, ૨૦૪ જુવો.] માંસ—ડારમેસ્ટેટે.
[૮૨, ૧૦૩ થી ૧૦૫અ, ૨૦૫, ૨૦૭, ૨૦૮ જુવો.] માંસ—મીલ્સ.

૨૦૪— કલમ ૧૩૦
વંદીદાદ, ફરગરદ, ૧૪, ફકરો ૪
વંદીદાદ, ફરગરદ, ૧૮, ફકરો ૭૨.

બયવરે જોથ્રનાંમ, હોમવઇતીનાંમ [1]ગોમવઇતીનાંમ.
[1]જીવાંમ—ફરાંમજી,
કાંગા.
દુધ એટલે જીવાંમ—હારલે.

[૮૨, ૧૦૩ થી ૧૦૫.ચ, ૨૦૧, ૨૦૨ જુવો.] { પણ વધારે સંભવિત અર્થ, માંસ; દુધ. } —ડારમેસ્ટેટે.
માંસ—સ્પીગલ.

૨૦૫—

| | | | |
|---|---|---|---|
| વીસ્પરદ, | કરદો ૧૧ (૧૨) | ફકરો ૪ | કલમ ૧૨૬ |
| યજશને, | હા ૨૨, | ફકરો ૨ | |
| | હા ૨૪, | ફકરો ૨ | |
| | હા ૨૫, | ફકરો ૨ | |
| | હા ૬૬ (૬૫), | ફકરો ૧ | |
| | હા ૬૮ (૬૭), | ફકરો ૧ | |

હોમવઇતીશ, ગોમવઈતીશ[૧], હધાનેપતવઈતીશ. [૧]જીવાંમ—અસ્પંદીઆરજી, ફરાંમજી. કેકોબાદજી, કાંગા.

વીસ્પરદ, કરદો ૧૧: યજશને, હા ૨૪, ૬૮ માં દુધ; } —મીલ્સ.
[૨૦૭, ૨૦૮ જુવો.] પણ, યજશને, હા ૨૨, ૨૫, ૬૬ માં માંસ.

યજશને, હા ૬૮ માં દુધ; } —હારલે.
[૨૦૧ થી ૨૦૮ જુવો.] પણ, યજશને, હા ૨૨, ૨૪, ૨૫, ૬૬ માં માંસ.

[૮૨, ૧૦૩ થી ૧૦૫.ચ, ૨૦૧, ૨૦૨ જુવો.] માંસ—સ્પીગલ.

૨૦૬— કલમ ૧૨૯

| | | | |
|---|---|---|---|
| ખોરશેદ | ન્યાએશમાં | ૧ | વખત |
| મેહેર | ,, | ૧ | ,, |
| માહા | ,, | ૧ | ,, |
| આતશ | ,, | ૧ | ,, |
| અરદી બેહેસ્ત | યસ્તમાં | ૧ | ,, |
| ખોરદાદ | ,, | ૧ | ,, |
| ખોરશેદ | ,, | ૧ | ,, |
| માહા | ,, | ૧ | ,, |
| આવાં | ,, | ૩૦ | ,, |
| તીર | ,, | ૧૬ | ,, |
| ગોશ | ,, | ૭ | ,, |
| મેહેર | ,, | ૩૫ | ,, |
| બેહેરાંમ | ,, | ૨૨ | ,, |
| રામ | ,, | ૧૧ | ,, |
| દીન | ,, | ૭ | ,, |
| અશીસ્વંગ | ,, | ૧૧ | ,, |
| જમીઆદ | ,, | ૧૬ | ,, |

જુમલે ૧૬૩ વખત, એ ફકરો અવસ્તામાં ફરી ફરીને આવે છે.

હઓમ યો ગવ[૧] બરેસ્મન હીજવો દધંધ ... ...

[૧]જીવાંમ—અસ્પંદીઆરજી. ફરાંમજી. એરચજી, એદલજી, કાંગા, તથા આગલા દસ્તુરો.

[૨૦૧ થી ૨૦૮ જુવો.] {અરદીબેહેસ્ત યસ્તમાં કહે છે કે હમને ખબર નથી કે] માંસ કે દુધ—હારલે.

[૮૨, ૧૦૩ થી ૧૦૫.ચ, ૨૦૧, ૨૦૨, જુવો.] માંસ—સ્પીગલ, ડારમેસ્ટેટે.

૨૦૭— કલમ ૧૨૫
વીસ્પરદ, કરદો ૧૧ (૧૨), ફકરો ૩
યજશને, હા ૩, ફકરો ૩
હા ૭, ફકરો ૩
હા ૨૨, ફકરો ૧
હા ૨૪, ફકરો ૧
હા ૨૫, ફકરો ૧.

ઇમાંમચા ગાંમ[1] જીવાંમ.

[1]જીવાંમ—અસ્પંદીઆરજી.
ફરાંમજી,
કેકોબાદજી,
કાંગા.

યજશને, હા ૩, ૭, ૨૨, ૨૪ માં તાજું દુધ; —મીલ્સ.
[૮૨, ૧૦૩થી ૧૦૫.ચ, ૨૦૫, ૨૦૮ જુવો.] પણ, હા ૨૫માં માંસ.

યજશને, હા ૨૪ માં, તાજું દુધ; —હારલે.
યજશને, હા ૩, ૭, ૨૨, ૨૫ માં તાજું માંસ.
[૮૨, ૧૦૩ થી ૧૦૫.ચ, ૨૦૧ થી ૨૦૮ જુવો.] જીવતાં પ્રાણીઓનું માંસ—સ્પીગલ.
પાને ૧૩૨ મે, માંસ—હાઉગ.

૨૦૮— કલમ ૧૨૭
યજશને, હા ૧૦, ફકરો ૧૩.

ગવ[1] ઈરીસતહે બક્ષઇતી.

[1]જીવાંમ—અસ્પંદીઆરજી,
ફરાંમજી.

ગાયમાંથી નીકળતી ચીજ એટલે જીવાંમ—કાંગા.
દુધ—મીલ્સ.

[૮૨, ૧૦૩થી ૧૦૫.ચ, ૨૦૧ થી ૨૦૭ જુવો.] [હમને ખબર નથી કે] તાજું દુધ કે માંસ—હારલે.

ગોસ્પંદો સાથે જે સંબંધ રાખે છે તે: —સ્પીગલ.
[૮૨, ૧૦૩થી ૧૦૫.ચ, ૨૦૧, ૨૦૨, ૨૦૩ જુવો.] એટલે કે 'કાપેલાં ગોસ્પંદોનાં માથાં.'

---

૨૦૯— કલમ ૧૩૧, ૧૩૭
વીસ્પરદ, કરદો ૧૧ (૧૨), ફકરો ૩
યજશને, હા ૩, ફકરો ૧
હા ૩, ફકરો ૨૦
હા ૪, ફકરો ૧
હા ૭, ફકરો ૧
હા ૮, ફકરો ૧
હા ૨૪, ફકરો ૧
હા ૨૪, ફકરો ૬.

૫. ગાઉશ હુધાઉ એટલે ઘી, એવો ભાવારથ.

[1]ગાંમચ હુધાઉઘેમ. [1]ગાઉશ હુધાઉ.

યજશને હા ૭, ૮ માં ફરાંમજી સમજાવે છે કે, મૂળ અરથ ભાવારથ

નફીનાં આપનારાં ગોસ્પંદો, ઘી. —ફરાંમજી, અસ્પંદીઆરજી.

[કલમ ૮૨, ૧૦૮ થી ૧૧૧ જુવો.]

| | | |
|---|---|---|
| વીસ્પરદ, કરદો ૧૧ માં | સારી પેદાએશની ગાય, | —કાંગા. |
| યજશને, હા ૩ માં [મને ખબર નથી કે] | ઘી કે કબાબ. | |
| યજશને, હા ૩ માં, | ઉતમ બક્ષેસવાળી ગાય (નું માંસ); | —હારલે. |
| યજશને, હા ૪ માં, | સંપૂરણ પેદાએશની ગાય (નું માંસ); | |
| યજશને, હા ૮ માં, | પવિત્ર પેદાએશનાં ગોસ્પંદ (નું માંસ); | |
| યજશને, હા ૨૪ માં, [મને ખબર નથી કે] | ઘી કે માંસ. | |
| યજશને, હા ૭ માં, | ઉતમ બક્ષેસવાળી ગાયોનું માંસ; | —મીલ્સ. |
| યજશને, હા ૩ માં, | તાજું માંસ; | |
| બીજે બધે ઠેકાંણે, | માંસ. | |
| | સારી પેદા કીધેલી ગાય | —સ્પીગલ. |
| ૧૩૨ મે પાંને, | તાજું દુધ | —હાઉગ. |

---

૨૧૦— કલમ ૧૧૦
વીસ્પરદ, કરદો ૪ (૫), ફકરો ૨

**રથવેચ મીઅજ્દેચ[1].**

[૮૨, ૧૦૮ થી ૧૧૧ જુવો.]

[1]ગહંબારની મીઅજદ—કેકોબાદજી.
મીઅજદ—સ્પીગલ, મીલ્સ, કાંગા.

[1]. મીઅજદ એટલે માંસ વગરનું ખાણું, એવો ભાવારથ.

૨૧૧— કલમ ૧૨૩
ગહંબારનું આફરગાંન, ફકરો ૩.

**મીઅજ્દેમચ[1].**

[૮૨, ૧૦૮ થી ૧૧૧ જુવો.]

[1]મીઅજદ—અસ્પંદીઆરજી, સ્પીગલ, મીલ્સ, હારલે.

૨૧૨— કલમ ૧૦૯.
યજશને, હા ૩૪, ફકરો ૩.

**અત તોઇ મીઅજ્દેમ[1] અહુરા.**

[૮૨, ૧૦૮ થી ૧૧૧ જુવો.]

[1]મીઅજદ—સ્પીગલ.
ભેટો—હારલે.
બદલો—અસ્પંદીઆરજી,
માંસની ભેટ—મીલ્સ.

૨૧૩— કલમ ૧૩૨

| | | | |
|---|---|---|---|
| વીસ્પરદ, કરદો ૧૧ (૧૨), | | | ફકરો ૨ |
| યજશને, | હા | ૩, | ફકરો ૧ |
| | હા | ૩, | ફકરો ૨૦ |
| | હા | ૪, | ફકરો ૧ |
| | હા | ૭, | ફકરો ૧ |
| | હા | ૮, | ફકરો ૧,૨. |
| | હા | ૨૪, | ફકરો ૧,૬. |

**મીઅજ્દેમ[1].**

[1]મીઅજદ (એટલે ખાણું)—કાંગા.

યજશને, હા ૩, ૪, ૭, ૮માં સમજાવે છે કે મીઅજદ એટલે દરૂન—ફરામજી, અસ્પંદીઆરજી.

હદીઆ અથવા ભેટ—હારલે.
[૮૨, ૧૦૮થી ૧૧૧ જુવો.] ણુજશનેં, હા ૪, ૭, ૮માં માંસ—મીલ્સ.
માંસ—હાઉગ.

---

## હાઉગનાં કારણો:—

મીઅજદનો અરથ દસ્તુરી ફળ અથવા ફરૂટ કરે છે, અને યજશને ક્રિયામાં તેઓ ફળો વાપરે છે બી ખરા: પણ

૧. આરમીનીયન ભાષામાં મીઅજદ બોલને મળતો આવતો બોલ 'મિસ' છે: ને મિસનો અરથ માંસ થાય છે: તેટલા માટે એવું સારૂ નજરે આવે છે કે અસલના વખતમાં મીઅજદનો અરથ માંસજ સમજવામાં આવ્યો હશે.

## હાઉગનાં કારણોની સામે ઉભા થતા વાંધા:—

૧. ક. મિસ અને મીઅજદ એકજ સામાન્ય ધાતુ ઉપરથી નીકળેલા ભાઇબંધ શબ્દો છે, એવી સાબેતીઓ આપવામાં આવી નથી.

ખ. એકજ ધાતુ ઉપરથી પેદા થયા પછી, એક શબ્દ એક ભાષામાં ગયો, ને બીજો બીજી ભાષામાં ગયો; અને તેટલું છતાં તેઓ બંધેના અરથ તેઓના સામાન્ય ધાતુ પ્રમાણેનાજ રહ્યા: એવી સાબેતીઓ આપવામાં આવી નથી.

ગ. એકજ ધાતુ ઉપરથી પેદા થયા પછી, એક શબ્દ એક ભાષામાં જાય, ને બીજો બીજી ભાષામાં જાય—ત્યારે તે બંધેના અરથ એક એકથી જુદા ઘણી વેળાએ થઇ જાય છે; તેમ મિસ અને મીઅજદના સંબંધમાં બન્યું નથી: એવી સાબેતીઓ આપવામાં આવી નથી.

ઘ. ધાતુના અરથ પ્રમાણેનો અરથ શબ્દોને ઘણી વાર રેહેતો નથી, ને તે નિરઉપયોગી (obsolete) થઇ જાય છે; તેમ મીઅજદના સંબંધમાં બન્યું નથી: એવી સાબેતીઓ આપવામાં આવી નથી.

ચ. એક શબ્દને તેના ધાતુના અરથ પ્રમાણેનો અરથ હોય છે, અને એ મૂળ અરથથી તદન ન્યારા ન્યારા બીજા અરથો—ભાવારથો—બી હોય છે. મીઅજદનો કોઇબી ભાવારથ યજ્ઞ ક્રિયાના સંબંધમાં લઇ શકાય નહીં, એવી સાબેતીઓ આપવામાં આવી નથી.

છ. અને તે ભાવારથો યજ્ઞ ક્રિયાના સંબંધમાં નહીં, પણ ફલાંણે ફલાંણે ઠેકાંણે લઇ શકાય, એવી સાબેતીઓ પણ આપવામાં આવી નથી.

---

૨. 'મીઅજદ' શબ્દ સંસ્કરત ભાષાના 'માંસ' શબ્દને મળતો દેખાય છે, તે જુવો.

૨. પેહલા ચાર વાંધાના જેવાજ વાંધા માંસ શબ્દના સંબંધમાં ઉઠે છે.

---

૩. ૧૦૮ થી ૧૧૧ કલમો તેણે કીધેલા અરથની વિરૂધ્ધ જાય છે, તેઓને તેણે ધ્યાનમાં લીધી નથી.

એ આઠ વાંધાઓને લીધે હાઉગનો અરથ ખોટો દેખાય છે. અને તે ખરેખાતજ ખોટો હોવો જોઇએ એવી ખાતરી 'ગઉશ ઉરવા' ને 'ગાઉશ હુધાઉ'ના અરથ કરવામાં તેણે ખાધેલી ભુલો ઉપરથી થાય છે.

૭. યજ્ઞ એટલે આરાધના: પણ માંસ વગરની આરાધના—એવો ભાવારથ.

તથા

યજાય, યજમઇદે, વગેરે એટલે આરાધવું: પણ માંસ વગર આરાધવું—એવો ભાવારથ.

૨૧૪— કલમ ૯૭ }
આવાં યસ્ત, ફકરો ૬૧ }.

તાંમ યજત[1] પોઉરુઓ યો વદ્રોનવાઝો. [1]આરાધી—હારલે, ડારમેસ્ટેટે. Offered—સ્પીગલ.

ઓપ જબીઅદ[2]. [2]આરાધી—હારલે, બંદગી કીધી—ડારમેસ્ટેટે, સ્પીગલ.

**∴ યજત = જબીઅદ.**

૨૧૫— કલમ ૯૮ }
વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરો ૧૭ }.

કન યશ્ન યજાને[1], કન યશ્ન ફ્રાયજાને?

યજેમનો[2] અહુરેમ મજદાંમ, યજેમનો અમેશેમ સ્પેંતેમ!

[1], [2]આરાધવું—હારલે.
ઇજવું—ફરાંમજી, કાંગા.
(praise) વખાણવું—સ્પીગલ.
[1](worship) આરાધવું; (Offer the Sacrifice) ગોસ્પંદનો ભોગ આપવો. }—ડારમેસ્ટેટે.

[૮૨થી ૧૦૨, ૯૭, ૧૦૫.ક થી ૧૦૫.ચ, ૨૧૪ જુવો.]

૨૧૬— કલમ ૮૭, ૧૩૫ }
શીરોજા યસ્ત, બીજો ભાગ, ફકરો ૧૨ }.

ગાઉમ પોઉરુ સરેધહે ઉરુનો ફ્રવશીમ યજમઇદે[1].

[1]વખાણવું—સ્પીગલ, હારલે.

[૮૨થી ૧૦૨, ૧૦૫.ક થી ૧૦૫.ચ, ૯૭, ૨૧૪ જુવો.] ગોસ્પંદનો ભોગ આપવો—ડારમેસ્ટેટે.

૨૧૭— કલમ ૧૩૭ }
યજશને, હા ૭, ફકરો ૨૬ }.

ગાઉશ હુધાઉ યજમઇદે[1]. [1]આરાધવું—ફરાંમજી, અસ્પંદીઆરજી.
વખાણવું—કાંગા, હારલે.
માન આપવું—સ્પીગલ.

[૮૨ થી ૧૦૨, ૧૦૫.ક થી ૧૦૫.ચ, ૯૭, ૨૧૪ જુવો.] ગોસ્પંદનો ભોગ આપવો—મીલ્સ.

૨૧૮— કલમ ૧૩૬ }
શીરોજા યસ્ત, ભાગ બીજો, ફકરો ૧૪ }.

ગેઉશ[1] હુધાઉંધો ઉર્વાનેમ યજમઇદે[1]. [1]વખાણવું—સ્પીગલ, હારલે.

[૮૨ થી ૧૦૨, ૧૦૫.ક થી ૧૦૫.ચ ૯૭, ૨૧૪ જુવો.] ગોસ્પંદોનો ભોગ આપવો—ડારમેસ્ટેટે.

૨૧૯— કલમ ૫૦ }
ફરવરદીન યસ્ત, ફકરો ૫૦ }.

કો નો યજાઇતે[1] ?

[૮૨ થી ૧૦૨, ૧૦૫.ક થી ૧૦૫.ચ, ૯૭, ૨૧૪ જુવો.]

[1]આરાધવું—હારલે.
ઈજવું—એરચજી.
ગોસ્પંદનો ભોગ આપવો—ડારમેસ્ટેટે.

૨૨૦— કલમ ૧૩૩ }
વંદીદાદ, ફરગરદ ૨૨, ફકરા ૩, ૪ }.

યજાઇ[1].

[૮૨થી ૧૦૨, ૧૦૫.ક થી ૧૦૫.ચ, ૯૭, ૨૧૪ જુવો.]

[1]ઈજિવું—ફરામજી, કાંગા.
વખાણવું—હારલે, સ્પીગલ.
ભોગ આપવો—ડારમેસ્ટેટે.

૨૨૧— કલમ ૧૩૪ }
ગોશ યસ્ત, ફકરા ૩, ૮, ૧૩, ૨૧, ૨૯ }
આવાં યસ્ત, ફકરા ૨૧, ૨૫, ૨૯, ૩૩, ૩૭, ૪૧, ૪૫, ૫૭, ૬૮, ૧૦૮, ૧૧૨, ૧૧૬ }.

તાંમ યજત[1] દ્દઓ યેમો . . . . . સતેએ અસ્પનાંમ હજંગરે ગવાંમ બએવરે અનુમઇઅનાંમ ઉત જોથ્રાંમ ફ્રબરો.

[૮૨ થી ૧૦૨, ૧૦૫.ક થી ૧૦૫.ચ, ૯૭, ૨૧૪ જુવો.]

[1]ઈજી—દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આશાના, તથા એરચજી, એદલજી.
આરાધનામાં અરપણ કરયાં—હારલે, સ્પીગલ.
ગોસ્પંદોનો ભોગ આપ્યો—ડારમેસ્ટેટે.

૮. માંસ.

૨૨૨— કલમ ૭૦, ૧૧૭ }
યજશને, હા ૩૨, ફકરો ૮ }.

ગાઉશ[1] બગા ખરેમનો.

[1]ગોસ—સ્પીગલ, હારલે, ફરામજી, અસ્પંદીઆરજી.
ગાયોનું માંસ—મીલ્સ.

૨૨૩— કલમ ૧૪૭ }
વંદીદાદ, ફરગરદ ૭, ફકરો ૭૭ }.

નોઇત ગેઉશ[1] જોથ્રે બરેસમઇને પઇતી બઈરીત.

[1]ગોસ—સ્પીગલ, ડારમેસ્ટેટે.
જીવાંમ—ફરામજી, કાંગા.
૦—હારલે.

૨૨૪— કલમ ૧૪૯
યજશને, હા ૧૧, ફકરો ૭.

ગેઉશ[1] ફ્રા થ્વરેસો.

[1]ગાસ—સ્પીગલ, મીલ્સ. કાંગા.
ગોસ્પંદ—અસ્પંદીઆરજી.
૦—હારલે.

[ ગેઉશ = ગેઉશ હુધાઉંગો? = ધી? ]

૨૨૫— કલમ ૧૪૩
વંદીદાદ, ફરગરદ ૭, ફકરો ૪૩.

ગેઉશ[1] ખરેથહે અરેજો.
[૨૨૮, ૨૨૯, ૨૩૦ ના અવસ્તા જુવો.]

[1]ગાસ—ડારમેસ્ટેટે, હારલે, કાંગા.
ખોરાક—સ્પીગલ.
દુધ—ફરાંમજી.

૨૨૬— કલમ ૧૪૧
વંદીદાદ, ફરગરદ ૧૪, ફકરો ૧૭.

ગેઉશ[1].

[1]ગાસ—સ્પીગલ, ડારમેસ્ટેટે, હારલે, કાંગા.
દુધ—ફરાંમજી.

૨૨૭— કલમ ૧૨૨
રામ યસ્ત, ફકરો ૧.

પઇતી અસતી ગેઉશ[1] વચહીયેહેચ.

[1]ગોસ્પંદ—એરચજી.
ગોધો—સ્પીગલ. હારલે,
ગોસ—ડારમેસ્ટેટે.

૨૨૮— કલમ ૧૧૪
હાદોખ્ત નુસક, ફરગરદ ૧, ફકરો ૫.

હજંગરેમ ગેઉશ[1] ખરેતનાંમ.
[૨૨૫, ૨૨૯, ૨૩૦ ના અવસ્તા જુવો.]

[1]ગાસ—હારલે. સ્પીગલ.
૦—ડારમેસ્ટેટે.

૨૨૯— કલમ ૧૪૫
વંદીદાદ, ફરગરદ ૧૩, ફકરો ૨૮.

પરો ક્ષ્વીશચ આઝુઇતીશચ ગેઉશ[1] મત બરતુ ખરેથનાંમ.

[1]ગાસ—બધા.

૨૩૦ કલમ ૧૩૯
વંદીદાદ, ફરગરદ ૭, ફકરો ૫૭.

ગાંમચ[1] ખાસતેમ ખરેત.
[૨૨૫, ૨૨૮, ૨૨૯ ના અવસ્તા જુવો.]

[1]ગાસ—બધા.

૨૩૧— કલમ ૧૪૨
વંદીદાદ, ફરગરદ ૫, ફકરો ૫૨.

[1]ગાંમચ ખાસતેમ અનાપેમ.

[1]ગાસ—બધા.

૨૩૨— કલમ ૧૪૦
વંદીદાદ, ફરગરદ ૮, ફકરો ૨૨ }.

મીઅજદેમ દેથીઆરેશ [1]ગોમેનતેમ. [1]ગોસ—બધા.

૨૩૩— કલમ ૧૪૮
બેહેરામ યસ્ત ફકરો ૫૦
તીર યસ્ત, ફકરો ૫૮ }.

[1]પસુમ હે પયએન અઈરીઆઉ દંઘહાવો. [1]પશુ—હારલે.
પશુઓ એટલે ગોસ્પંદો—સ્પીગલ, ડારમેસ્ટેટે.
ગોસ્પંદ—એરચજી. કાંગા.
ગોસ્પંદ (નું જીવાંમ)—અસ્પંદીઆરજી.

૨૩૪— કલમ ૧૫૧
વંદીદાદ, ફરગરદ ૧૮, ફકરો ૭૦ }.

હજંગરેમ અનુમઈઅનાંમ ફ્રવનુયાત.

૨૩૫— કલમ ૧૫૦
યજશને, હા ૬૨ (૬૧), ફકરો ૨
આતશ ન્યાએશ, ફકરો ૮ }.

દાઈતીયો પીથવી[1] બુઈઆઉ. [1]ચરબી—એદલજી.
Sacred butter—મીલ્સ.
ખોરાક—ડારમેસ્ટેટે, અસ્પંદીઆરજી, સ્પીગલ, કાંગા.
ઉદક તરપણ—હારલે.

૨૩૬— કલમ ૧૪૬
વંદીદાદ, ફરગરદ ૧૫, ફકરા ૩, ૪ }.

[1]અસ્તનાંમ હમરસ્તનાંમ. [1]હાડકું—બધા.

---

૯. ખોરાક.

૨૩૭— કલમ ૧૦૧, ૧૨૪
વંદીદાદ, ફરગરદ ૧૯, ફકરો ૪૦ }.

ખારત ખરેથાઉ[1]. [1]રાંધેલો ખોરાક—ફરાંમજી, હારલે, સ્પીગલ.
લેહેજતદાર ખોરાક—કાંગા.
રાંધેલું માંસ—ડારમેસ્ટેટે.

